# સ્વરાજ્યની સાચી આગાહી



મૂલ્ય

રૂા. ૧-૦-૦

લેખક અને પ્રકાશક,
કાશીમાં સુપ્રસિદ્ધ થએલ
જ્યોતિષિ પંડિત
**મગનલાલ ઇશ્વરજી વ્યાસ**

# સ્વરાજયની સાચી
# આગાહી

: ભાગ ૧ લો :

લેખક અને પ્રકાશક

કાશીમાં સુપ્રસિદ્ધ થયેલ

**જયોતિષિ પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ**

સીહોર (કાઠીઆવાડ)

સંવત ૧૯૮૮ ઈ. સ. ૧૯૩૨

કીંમત રૂા. ૧-૦-૦

## અમારે ત્યાં જ્યોતિષના ચારજો નીચે પ્રમાણે છે

પાકા જન્માક્ષર રૂા. ૫

સપ્તક વર્ગ ગણીત રૂા. ૧૦

અષ્ટક વર્ગ ગણીત રૂા. ૧૫

અષ્ટકવર્ગી જન્મોત્રી, પ્રશ્નોત્રી ફળાદેશ સહીત ને ત્રણ દશાઓ, અષ્ટોતરી વીશાતરી યોગીની સહીત રૂા. ૨૫ ગરીબ માણસો માટે આ શ્રેષ્ટ છે.

વર્ષ ફળના ભાવો રૂા. ૨-૫-૧૦-૧૫ જેવું ગણીત ને ફળ

એક પ્રશ્નના રૂા. ૫ ત્રણ પ્રશ્નના રૂા. ૧૨ પાંચ પ્રશ્નના રૂા. ૧૫ અને બાર ભાવના બાર પ્રશ્નના રૂપીયા ૨૫

અરધી કેશવી ગણીતના રૂા. ૫૦

પોણી કેશવી ગણીતના રૂા. ૭૫

ગણીત પૂર્ણ કેશવીના રૂા. ૧૦૦

કેશવી વિવરણના રૂા. ૧૦૦ થી ૧૦૦૦ જેવું કામ

ભૃગુ સંહીતાના ભાગોના રૂા. ૧૦-૧૫-૨૫-૫૦-૭૫-૧૦૦ જેવું કામ

અંગ્રેજી પદ્ધતિની જન્મોત્રીના રૂા. ૨૫-૫૦-૭૫-૧૦૦ જેવું કામ

હાથ જોવાના રૂા. ૫

હાથ ઉપરથી કુંડળીઓ મેળવવાના રૂા. ૨૫

**તેજી મંદીમાં જેવું ગણીત તેવા ભાવો**

વિશેષ ખુલાસા માટે રૂબરૂ મળો અથવા લખો

**જ્યોતિષિ પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ**
સ્વદેશી મારકીટ ઉપર, કાલબાદેવી રોડ,
પહેલે દાદરે, રૂમ નં. ૧૪૦. મુ. મુંબઇ

દેશનું ઠેકાણું:—વ્યાસ શેરી, શાહોર કાઠીયાવાડ.

---

સૌરાષ્ટ્ર મુદ્રણાલય—રાણપુરમાં
અમૃતલાલ અંબાશંકર દવેએ છાપ્યું

# નિવેદન

જન્મોત્રી વિગેરે ભવિષ્ય કેટલાએક દાખલાઓથી સાચું પડે છે એમ મને લાગ્યું, ત્યારે રાષ્ટ્રધ્વજનો પાયો નાંખ્યો ત્યારથી સ્વરાજ્યનું ગણીત અને ફળ લખવાની મારી ઇચ્છા થઇ. એટલે મેં જુદા જુદા પેપરોમાં એ સંબંધમાં કેટલાક લેખો મોકલ્યા જેની સત્યતા વાંચકો જ વીચારી લેશે.

આ સીવાય આ વિષય ઉપર કાશી અને કલકત્તાથી જુદા જુદા પેપરોમાં ઘણાં લેખો આપ્યાં છે. કાશીના 'આજ' પત્રમાં, અંગ્રેજી 'To day' પત્રમાં અને દ્વીદૈનિક 'સુર્ય' પેપરમાં, કલકત્તાના 'સ્વતંત્ર ભારત મિત્ર' તથા અલ્હાબાદનાં 'Leader' અને લાહોરનાં 'વીર ભારત' વિગેરે ઘણાં હિન્દી અને અંગ્રેજી પેપરોમાં મારાં લેખો આવ્યાં છે તે બીજા ભાગ રૂપે બ્હાર પાડવામાં આવશે અને હવે પછીની આગાહી તેમાંથી જાણી શકાશે.

આ પુસ્તકની છપાઇમાં ભુલો રહી ગયેલી છે તે બદલ વાંચકોની ક્ષમા માંગુ છું અને આ પુસ્તક બ્હાર પાડવામાં જેમણે મદદ કરી છે તેમનો આભાર માનું છું.

ધન ત્રયોદશી
સંવત ૧૯૮૭

લેખક

# અનુક્રમણિકા

# રાષ્ટ્રધ્વજનું આરોપણ

## જ્યોતિષની દૃષ્ટીએ ક્યારે કરવું ?

મુંબઇ સમાચાર તારીખ ૨૬ મી જાનેવારી ૧૯૩૦

જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસ (શીહોરવાળા) લખે છે કેઃ-

રાજા ગાદી પર બેસે ત્યારે જ્યોતિષના મુહુર્તનો ઉપયોગ કરે છે, તે મુજબ જ્યોતિષના નિયમ પ્રમાણે આજના પુર્ણ સ્વરાજ્ય દીને રાષ્ટ્રધ્વજ ફરકાવવાનો સમય ઠરાવવામાં આવ્યો હોત તો ઠીક થાત. આજે સવારના આઠ વાગે રાષ્ટ્રધ્વજ ફરકાવવાનો સમય રાખ્યો છે તેમાં શાસ્ત્રાધારે મારી મતિ પ્રમાણે થોડો ફેરફાર કરવાની જરૂર છે.

તા. ૨૬-૧-૩૦ ના સ્ટા. ૮ વાગ્યાની કુંડલી ને તેનું પરિણામ ભવિષ્યમાં શું આવવું જોઇએ તે નીચે પ્રમાણે છેઃ-

સ્વરાજ્ય રાષ્ટ્રીય સ્થંભ સ્થાપન સમય સં. ૧૯૮૬ શાકે ૧૮૫૧ પોષ વદ ૧૨ ને રવી ઘ. ૨૮-૩૦, મુળ ઘ. ૫૯-૧૯, વ્યા. ઘ. ૪૩-૧૫ તાત્કાલીક તૈતીલ કરણે એવાં પંચાંગ શુદ્ધાપત્ર દીને સુર્યોદય ૪. ઘ. ૧-૫૦ સમયે પ્રારંભ સમયઃ શરૂ કરવાનું લખો છો. કુંડલી નીચે પ્રમાણેઃ-




હવે આ વખતે મુળ નક્ષત્રના પહેલા પાદમાં તમારા કાર્યની શરૂઆત થાય તો અષ્ટોત્રી મતે બુધની મહાદશા ૩।।। થી ૫ વરસની રહે ને તે બુધ ચલીતમાં ૧૨ મે જાય છે તેથી ૧૨ મે બુધને વળી અસ્તનો કાય કરી શકે નહિ. તેમજ ત્યાર પછી શનિ પણ ૧૨ મે લગ્નનો સ્વામી થઇને પડેલો છે તે પણ કાર્ય કરવામાં અનેક વિઘ્ન લાવે છે. જ્યારે લગ્નનો સ્વામી ૧૨ મે જાય તો કાર્ય કરે નહિ ને નુકશાન જાય. વળી મંગળ પણ ૧૨ મે છે તે

અનેક પ્રકારની વિપત્તિ લાવે તેમજ ચંદ્ર પણ ૧૨ મે છે. તે પણ નેષ્ટ ગણુ.ને તો તે ટાઇમ ફેરવીને તમારા સ્થાપન કરવાના લેકચરની શરૂઆત 'સ્વરાજ' શબ્દમાં (સ) એટલે શનિ (વ) એટલે શુક્ર (રા) એટલે શુક્ર ને (જ) શનિ અને (ય) એટલે મંગળ આટલા ગ્રહો મળીને થાય છે. તો એટલા ગ્રહો ભાવબળમાં સુધરેલ હોય તો તેવો ટાઇમ ને (સ) એટલે કુંભ રાશી એટલે કુંભ લગ્નમાં ૨૮ અંશ ઉપર જો લેકચર શરૂ થાય તો બધા ગ્રહો સુધરીને કાર્યની સાન સીદ્ધી શીઘ્ર ગતિ આવે. જો કે દશમેશ મંગળ અસ્તનો છે. બુધ અસ્તનો છે ને શુક્ર પણ અસ્તનો છે. છતાં પણ આ ટાઇમે ભાવબળ તેઓ પામે એવું શાસ્ત્રાધારે મારૂં માનવું છે. કુંભ લગનના ૨૮ અંશ એટલે સ્ટા. ટા. ૯-૫૨ છે. તેની કુંડલી આ પ્રમાણેઃ-

કુંભ લગ્ન કુંડળી




અસાત-કુંભ લગનની ચલીત કુંડળી



આ કુંડળીમાં લગ્નનો સ્વામી શનિ લાભમાં અને ચલિતે ૧૦ મા રાજ્યની સંધિમાં છે. તેથી રાજ્યકાર્ય કરવામાં અને લાભ મેળવવામાં શ્રેષ્ઠ ગણાય અને ચલિતમાં બીજા ૫ ગ્રહો લાભ ભુવનમાં છે તે સર્વ પ્રકારનો લાભ આપે. રાહુ ત્રીજે છે તે પરાક્રમ વધારે, ગુરૂ ચોથે છે તે ધન ને લાભ આપી રાજ્ય સાથે મિત્રતા વધારી લાભ આપે. ને બુધની દશા છે પણ બુધ લાભમાં હોવાથી લાભ કરે પણ અસ્તનો હોવાથી થોડો લાભ કરે ને પછી શનિ ઉદયનો છે તે ૧૦-૧૧ મા ભાવમાં રહીને પોતાની દશામાં સર્વ પ્રકારનો સ્થીર લાભ અપાવે.

લેકચરની શરૂઆત સ. ટા. ૮॥ વાગે થાય એટલે કે કુંભ લગ્ન બેસે ત્યારે શરૂ થાય ને ધ્વજ વંદન સમારંભ સ. ટા. ૯-૫૨ મીનીટે. (ધ) એટલે ધન રાશીમાં ઝાઝા ગ્રહો હોય ત્યારે થાય ને ધન રાશી લાભ ભુવનમાં હોય તો સર્વ પ્રકારના લાભ મળે ને ટાઇમ પણ અનુકુળ છે.



# મહાત્મા ગાંધીનું ભવિષ્ય.

## તા. ૧૨ મી માર્ચનું મુહુર્ત શું દેખાડે છે?

**મુંબઇ સમાચાર તા. ૨૦ મી એપ્રીલ ૧૯૩૧**

(લખનાર-જ્યોતિષી પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ, સીહોરવાળા, મુંબઇ-કાલબાદેવી રોડ, મોરારજી ગોકળદાસ મારકીટ.)

મહાત્મા ગાંધીજીના તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦ના સવારના ૬-૩૦ સ્ટાન્ડર્ડ ટાઇમે નીકળ્યાના મુહુર્ત ઉપરથી થનારૂં જ્યોતિષ પદ્ધતિએ ભવિષ્ય હું લખવા માગું છું.

સંવત-૧૯૮૬ શાકે ૧૮૫૧ ફાગણ શુદ ૧૧ ને મંગળવાર ઘ-૬-૫૯ નંતર દ્વાદશી પુષ્ય-ઘ-૩૮-૩૭ નંતર આશ્લેશા નક્ષત્ર શોભન યોગ-ઘ-૮-૫૦ નંતર અતિગંડ યોગ તાત્કાળીકે બાળવકરણે એવા પંચાંગ શુદ્ધાવત્રદીને શ્રી સુર્યોદયાદિષ્ટ ઘ-૫૯-૫ સમયે મહાત્મા ગાંધીજીનું અમદાવાદમાંથી નીકળવાનું આશરે મુહુર્ત-સુર્ય-૧૦-૨૭ લગ્ન ૧૦-૨૦

શ્રી. ગાંધીજીના નીકળવાના ટાઇમની કુંડળી.

તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦.

(સ્ટા. ટા.) ૬–૩૦ સવારના.




નીકળવાના ટાઇમની રાશી કુંડળી.




ચલિતમાં આશરે મંગળ બારમે કે પહેલા ને બારમાની સંધિમાં આવશે.

આ ભુવનમાં કુંભ રાશી લગ્નમાં છે તેથી નીકળનાર પુરૂષ સ્થીર સ્વભાવના, ધાર્યું કામ કરવામાં ચતુર ને સીદ્ધોમાં અનુરકત હોય. અધિક વાતવાળા હોય.

આ ભુવનમાં પહેલે સુર્ય પડેલ છે તેથી શરીરે તાપ આદી માફી જવું વીગેરે કષ્ટ, કળતર થવાં વીગેરે કષ્ટ સહન કરવું પડે. ફળ–પહેલા–રાા દીવસ ને સાતમા અઢી દીવસ તથા–પહેલો ને સાતમો માસ તથા પહેલું ને સાતમું વરસ નીકળવાના ટાઇમથી સમજવું તથા સુર્યદશા અંતરદશામાં ફળ મળે.

મંગળ પહેલે પડેલ છે તેથી ૪૦ ટકા શરીરને કષ્ટ આપે પછી ચળી ગયેલ છે. ચળીને બારમે મંગળ કે પહેલા તથા બારમાની સંધિ વચ્ચે છે તે-બંને ભાવનું મધ્યમ ફળ આપશે.'

બુધ—પહેલે—આ ભુવનમાં લગ્ને બુધ પડેલ છે ને તે અસ્ત છે તેથી નીકળનાર પુરૂષ શાંત—વિનીત ઉદાર, સદાચારવાળા, ધૈર્યવાન ને વીદ્વાન કળાઓ જાણવાવાળા થાય. બુધનો અસ્ત છે તેથી ઉપલા ગુણોને જ્યાં સુધી બુધનો અસ્ત હોય ત્યાં સુધી પુરા ખીલવા દે નહિ. ફળ—પહેલા અઢી દીવસ, પહેલો માસ, પાંચમાં અઢી દીવસ, પાંચમાં માસ આઠમાં અઢી દીવસ આઠમો માસ તથા—પહેલો પાંચમાને આઠમા વરસમાં મળે તથા બુધ છે તેની દશા અંતરદશામાં ફળ મળે. બીજે ઉચનો શુક્ર. અન્નપાન ધનથી પૂર્ણ થઇ વિચિત્ર વીદ્યા મેળવનાર નીકળનાર પુરૂષ હોય ને બુદ્ધિશાળીને પ્રસિદ્ધિ મેળવનાર પુરૂષ હોય. ફળ—બીજા—ચોથાને નવમા અઢી દિવસ બીજા ચોથાને નવમા માસ તથા બીજા ચોથા કે નવમા વરસમાં નીકળવાના ટાઇમથી મળે તથા શુક્રદશા અંતરદશામાં ફળ મળે. ત્રીજે રાહુ છે તેથી નીકળનાર પુરૂષ મહાત્માજી હાથી અને સિંહ જેવા પરાક્રમી, સર્વની સાથે ભાઇની માફક વર્તનાર, આનંદમાં રહેનાર. ભાગ્યોદય હોવા છતાં મહેનત કરવાથી પણ લાભ પુરતો મળશે નહિ. ફળ ત્રીજા અઢી દીવસ ત્રીજે માસ કે ત્રીજા વરસમાં મળે.

ચોથે ગુરૂ છે તેથી બ્રાહ્મણોનો આશીર્વાદ મેળવનાર, મિત્ર સુખ મેળવનાર, શત્રુઓ દેશનો ત્યાગ કરી તેમની સેવા કરે, સત્પુરૂષોથી માનનીય, પ્રસન્નચિત્ત રાજ્યમાન ને સંપત્તિવાન થાય, અનેક પ્રકારના ધન વાહનની પ્રાપ્તી થાય. આખરે દુઃખથી વીજય મેળવે. ફળ—બીજા—ચોથા ને અગીયારમા ૨॥ દીવસ બીજા ચોથા ને અગીયારમાં માસ તથા વરસોમાં મળે તથા ગુરૂ દશા અંતર દશામાં મળે.

છઠે ભુવને કર્ક રાશી છે તેથી રાજા ને સારા બ્રાહ્મણ સમાન થાય ને તેઓ પ્રતીષ્ઠીત મહાન મનુષ્યોની સાથે વિરોધ કરનાર થાય.

છઠે ચંદ્રમાં છે તેથી મોટા માણસો સાથે પણ લડાઇમાં જીતશે અને હારેલા શત્રુ તેની પાસે સલાહ કરવા આવશે કર્કનો ચંદ્રમા છે તેથી શત્રુનો નાશ કરનારને દરેક કામની શરૂઆતને જાણનાર પુરૂષ હોય. ફળ—ચંદ્ર દશા અંતરદશામાં તથા છઠા ૨॥ દીવસ છઠો માસ ને છઠું વરસ ફળ આપે.

નવમે કેતુ છે તેથી ધર્મ કે કલેશનો નાશ કરનાર અને વિદેશીથી લાભ વૃદ્ધિ થાય. દેહમાં વ્યથા, બાહુમાં રોગ, તપ અથવા દાનથી આનંદમાં રહેનાર થાય. ફળ નવમા અઢી દિવસે નવમે માસે કે નવમે વર્ષે કે કેતુ દશા અંતરદશામાં મળે. અગ્યારમે શનિ ધનનો છે તેથી સ્થીર ધન, સ્થીર આયુષ્ય સ્થીર મન કરે છે.

રોગાદિ નાશ કરે છે. સો પુરૂષોથી પણ પ્રપંચમાં અધીક શૂરવીર થાય. કાળા ઘોડા સહિત એક સારા વૈભવી રાજા સરખું માન પામનાર પુરૂષ હોય. પોતાના કાર્યમાં કુશળ. સારા સારા રાજાઓ પણ આ નીકળનાર માણસને ગુરૂ તરીકે માને. ફળ–પહેલા અગીઆરમા ને બારમા અઢી દિવસમાં તથા પહેલા, અગીઆરમાં અને બારમા માસ અને પહેલા, અગીઆરમાં અને બારમા વરસની અંદર કે શનિ દશા અંતરદશામાં મળે.

બારમે મંગળ છે. તેથી ચોતરફથી નજર રાખતા પણ લોખંડે કરી ઘાયલ શરીર કરે માટે સંભાળવું. પૈસાનો નાશ કરે, ખોટો આરોપ આવે, શત્રુથી બીક રાખવી પડે, ને બીજાઓથી કજીઆ થાય. પારકી બુદ્ધિએ ચાલવાથી બહુ દુઃખ વેઠવું પડે. વળીને બારમા તથા પહેલા ભાવની સંધિ વચ્ચે આવેલો છે તેથી ફળ થોડું ખરાબ મળે. પોતાના મીત્રો સાથે વેર કરાવે. નેત્રોની બિમારી કરાવે, શરીરમાં વિકળતા લાવે. ક્રોધ ઉત્પન્ન કરાવે, ધનનો નાશ કરાવે, બંધન, કે તેના જેવો આભાસ કરાવે, થોડા તેજવાળા કરે. ફળ–પહેલા, ત્રીજા, દશમાં કે બારમા અઢી દિવસમાં, કે માસમાં કે વરસમાં ફળ આપે, તથા મંગળ દશા અંતરદશામાં ફળ આપે. અથવા શનિમાં મંગળની અંતરે કે મંગળમાં શનિની અંતરે ફળ આપે.

તા. ૧૨–૩–૩૦ સવારના (સ્ટા. ટા.) ૬॥ વાગ્યાથી ગણિતના ટાઇમની ગણત્રી કરવી. પહેલા અઢી દિવસ લગ્નનો સ્વામી લાભમાં છે તેથી લાભ મળે ને લગ્ને સૂર્ય, મંગળ બુધ છે તેથી તકલીફ પણ પડે ને તાવ આવી જાય ને થાકી જાય તેવું વરતાય. પગે કળતર થાય. બીજા અઢી દિવસ બીજાનો સ્વામી ચોથે છે અને તે ગુરૂ છે તેથી તથા ચોથાનો સ્વામી શુક્ર છે તેથી શુક્ર ગુરૂનો કારક યોગ થઇને ધન મિત્ર માટે સારા જાય ને ઘણા મિત્રો ઉત્પન્ન થાય. એકંદર સારૂ ફળ થાય. ત્રીજા અઢી દિવસ શરીરને તકલીફ કરે. બંધન જેવા યોગો દેખાય પણ રાહુ ત્રીજે રહી સિંહના જેવું પરાક્રમ બહાર લાવે. ચોથા અઢી દિવસ સારા જાય–ધન મળે–મિત્રની વૃદ્ધિ થતી જાય–રાજ્યમાન મળે–પ્રતાપ મળે. ચોથે ગુરૂ છે તે સારો છે. પાંચમા અઢી દિવસ બુદ્ધિનો અસ્ત થાય એટલે બુદ્ધિ ચાલે નહિ. બંધન જેવા યોગો જણાય. પાંચમાનો સ્વામી બુધ અસ્તનો થઇને તથા આઠમાનો સ્વામી અસ્તનો થઇ પહેલે પડેલ છે તેથી ઉપર પ્રમાણે ફળ આપે. છઠા અઢી દિવસ જબરી શત્રુતા થાય. છતાં પણ હારેલ શત્રુ સલાહ લેવાને આવે એવો સમય જણાય અને જીત મેળવે, સાતમા અઢી દિવસ શરીરે તાપ ઇત્યાદિ દેખાય કે તકલીફ પણ થોડા પ્રમાણમાં સમજવું, કારણ કે સૂર્ય છેલ્લા અંશોનો છે. આઠમાં અઢી દિવસ બુદ્ધિ ચાલે નહિ. બંધ ન થવાના યોગો જેવું જણાય. તબીયત

બગડે. નવમા અઢી દિવસ નવમે કેતુ છે તેથી કેતુ જેવું ફળ તથા નવમાનો સ્વામી બીજે શુક્ર છે તેથી ધરમથી ધન મળે. કેતુ ધરમનો નાશ કરે-વિદેશથી વિજય આપે પણ જોઇએ તેટલા લાભ આપે નહિ. દશમા અઢી દિવસ દશમાનો સ્વામી મંગળ છે તેથી શરીરે ચાલીશ ટકા કષ્ટ પડે અને સાઠ ટકા બધન જેવા ગેગો જણાય કે વિપત્તિ લાવે કે વાગવાનો સમય, લોઢું વાગવાથી સંભાળવું. મંગળ જેવું ફળ. અગ્યારમા અઢી દિવસ સ્થીર લાભ સ્થીર ધન ઇત્યાદી મળે-કાળા ઘોડાનો વસ્ત્ર કે ધનનો લાભ કરે-દરેક બાબતમાં લાભ થાય-મિત્ર મળે.-બારમા અઢી દિવસમાં લાભ અને નુકશાન બંને થાય-વિપત્તિ આવે મિત્ર શત્રુ થાય-લોઢું લાગવાનો ભય-બંધનનો ભય-બારમા મંગળના જેવું ફળ મળે અને લાભ તથા શરીર માટે ખર્ચ કરાવે. પહેલા ભાવ ઉપર દૃષ્ટિ શુભગ્રહ ગુરૂની પોણો ભાગ દૃષ્ટિ છે તેથી દીર્ઘાયુ થાય ને આશ્રમની ચિંતા ન રહે. લગ્ન પર ચન્દ્રની ત્રિપાદ દૃષ્ટિ છે તેથી શરીરમાં વિકળતા-માર્ગ ગમન, સરળતા સુંદરકળા, અને ખાદીના વેપારની વૃદ્ધિ કરવાની ઇચ્છા રહે. લગ્નપર લગ્નના સ્વામીની પૂર્ણ દૃષ્ટિ છે તેથી શરીર સુખ સારૂં શનિ રાખે ને સર્વ કાર્યની વૃદ્ધિમાં મદદ કરે. લગ્ને પડેલા કુંભના સૂર્ય પર શનિની પૂર્ણ દૃષ્ટિ છે તેથી નીકળનાર પુરૂષ મહાન પ્રતાપથી શત્રુઓને જીતવાવાળા-રાજાની પ્રીતિથી મોટી પ્રતિષ્ટા મેળવનાર-પ્રસન્ન મૂર્તી હોય. લગ્ને પડેલ કુંભરાશીના મંગળ ઉપર શનિની પૂર્ણ દૃષ્ટિ રાજાથી ધનની પ્રાપ્તી બહુ શ્રુત મોટી બુદ્ધિવાળા કષ્ટ સહીત સંગ્રામ જેને વહાલો છે તેવા પુરૂષ હોય. કુંભના મંગળ પર ગુરૂની પોણો ભાગ દૃષ્ટિ મોટી ઉમરવાળા રાજાની કૃપા સહિત ગુણવાળા કાર્યોમાં બહુ બોલવાવાળા હોય. કુંભના મંગળ પર ચંદ્રની પોણો ભાગ દૃષ્ટિ સ્થાનભ્રષ્ટ ચંચળ, મિત્રતાવાળા ઉદાર ચિત્તવાળા કરે. કુંભના સૂર્યપર ગુરૂની દૃષ્ટિ પોણો ભાગ શ્રેષ્ઠ કર્મ કરનાર બુદ્ધિમાન બહુ પુરૂષોના પાળવાવાળા-શ્રેષ્ઠ યશવાળા થાય. કુંભના સૂર્ય પર ચંદ્રની દૃષ્ટિ માયા કરવામાં ચતુર ને ચંચળ ચિત્તવાળા થાય. હવે દશાઓ ઉપરથી વર્ણન. નીકળવાના ટાઇમમાં અશ્લેશા નક્ષત્રનો દ્વિતીય પાદ છે તેથી અષ્ટોત્રી મતે મધ્યમ માને સુર્ય મહાદશા આશરે અગીઆર માસ પચ્ચીસ દીવસ અડતાલીસ ઘટીકા બાકી રહેશે. તેમાં સુયમાં શુક્રનું અંતર ચાલે છે. સૂર્ય લગ્ને રહી કષ્ટ કરે છે ને શુક્ર ઉચનો સારો બીજે છે પણ સૂર્યનો મિત્ર નથી પણ ઉદયનો છે તેથી એકંદર સારૂ ને ખરાબ બંને ફળ આપે. ખરાબ ફળ ૬૬ ટકા સારૂં ૩૩ ટકા. પછી છઠે ચંદ્ર સ્વગ્રહી છે તેની મહાદશા વર્ષ ૧૫ની બેસશે તે શત્રુઓ ખુબ કરે ને છેવટે ચંદ્ર પ્રમાણે હારેલા શત્રુઓ સલાહ કરવા આવે ને જીત મેળવે. નીકળતી વખત વિશોતરી મતે બુધની

મહાદશા દશા છે. બુધ અસ્તનો છે પ્રથમેશ અષ્ટમેશ થઇને લગ્ને પડેલ છે ને ૧૧ વરસ ૨ માસ ૧૨ દીવસ ૨૪ ઘડીકા પુરા આશરે મધ્યમ માને બુધ મહાદશા રહેશે તેમાં હાલ બુધમાં શુક્રનુ અંતર ચાલે છે ને પછી સૂર્યની અંતર બેસશે તે કષ્ટકારક જાય.

નીકળતી વખતે યોગીની દશા ભ્રામરીની ચાલે છે ને તેમાં ઉલ્કાનું અંતર આશરે ૩ માસ ૧૮ દિવસ ૪૮ ઘડી રહેશે તે કષ્ટકારક છે. ગાંધીજીની પત્રીકામાં પણ તુલા લગ્ન છે ને ૮ મે ભુવને આયુષ્ય કે કેદખાના ભુવનમાં વૃષભરાશી છે ત્યાં ગૌચરમાં અત્યારે ગુરૂ આવેલ છે ને અષ્ટોતરી મતે ગુરૂની મહાદશા ચાલે છે તેથી ૧૯૮૬ના વૈશાખ વદ ૮ પછીથી ગાંધીજીને માટે શ્રેષ્ઠ ગણાય ને ગુરૂનુ બળ મળે. અત્યારે તો દશાપતિ બંધનમાં છે માટે બંધન કે બંધન જેવા યોગો દેખાડે. આવી જ રીતે મારા પહેલા લેખમાં શેઠ નરોત્તમ મોરારજી તથા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીના વિષે લખ્યા પછી બીજો લેખ ૧૯૩૦ તા. ૨૬ ફેબ્રુઆરીએ મેં આપેલ. રાષ્ટ્રધ્વજ વખતે મુંબઇસમાચારમાં નંબર પહેલાની મકર લગ્નની તથા નંબર ૨જાની કુંભ લગ્નની કુંડળી આપીને વર્ણન કરેલ છે તે સ્વરાજ્યની બરાબર કુંડળી મળે છે. પહેલી કુંડલીમાં રાષ્ટ્રધ્વજની સ્થાપના મકરના ૨૯ અંશે શરૂ થયેલ છે. ને બુધનો અસ્ત છે તેથી મેં એ કુંડલીથી મંગળ ૧૨ મે હતો ને બંધન કરાવે તેમ લખેલ તે બરાબર જ્યારે ગોચરમાં મકરના ૨૯ અંશ પર મંગળ આવ્યો ત્યારે ૭ મી માર્ચ શુક્રવારે અને તેજ ટાઇમે બુધનો અસ્ત થયો ત્યારે સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કરનાર પટેલ સાહેબ પકડાયા. બીજા નંબરની કુંડળી લાભકારક છે. કારણ કે સ્વરાજ્યનું લગ્ન મકર અને કુંભની સંધિ વચ્ચે છે તેમાં મકરનુ ફળ નેષ્ટ છે ને કુંભનું ફળ શ્રેષ્ઠ છે. બીજા નંબરની કુંડળીમાં મહાત્માજી તા. ૧૨-૩-૩૦ સવારના સ્ટા. ૬-૩૦ નીકળ્યા ને તે કુંડળી લાભ ને હાનિ બન્ને દેખાડનાર છે તેમાં જ્યાં સુધી બુધનો અસ્ત છે, એટલે તા. ૮-૪-૩૦ સુધી તથા જ્યાં સુધી કુંભનો મંગળ છે એટલે ૧૫-૪-૩૦ સુધી ગાંધીજી માટે તેમ પટેલ સાહેબ માટે ખાસ ખરાબ ગણાય. વળી ગાંધીજીની કુંડળીમાં તુલા લગ્ન છે ને તેમના ૧૦મા ભુવનમાં કર્ક રાશી રાજ્યભુવને આવી છે એનાથી અને નીકળવાનો ચંદ્રમા પણ કર્ક રાશીનો છે તેથી નીકળવાના ટાઇમની રાશી કુંડળીથી આઠમે કુંભનો સુર્ય ને કુંભનો બુધ ને કુંભનો મંગળ છે તે કુંભમાંથી નીકળે ત્યાર પછીથી કષ્ટ ઓછું થાય. ત્યાં સુધી તાવ, માનસિક ચિંતા બંધન કે બંધન જેવા યોગો વિગેરે કષ્ટ પડે ને તે ૮-૪-૩૦ ને દીવસે બુધનો ઉદય થાય ત્યારે પહેલો સુધરવાનો યોગ ને તા. ૧૫-૪-૩૦ને દીને મંગળ મીન રાશીમાં આવે ત્યારે બીજો સુધરવાનો યોગ ગણાય. ત્યાં સુધીમાં ફળ નેષ્ટ

ગણાય. છેલ્લે ગાંધીજીની સાયન કુંડળીમાં ૮ મું ભુવન મિથુનના ૨૭ અંશે થાય છે એટલે નિરયન કુંડળીમાં ૮ મું ભુવન મિથુનના ૫ કે ૬ અંશનું રહે એટલે સાયન પદ્ધતિએ તેમજ નિરયન પદ્ધતિએ ૧૯૮૬ના જેઠ વદમાં ગુરૂ મિથુનના ૫-૬ અંશનો તા. ૧૪ થી ૧૭ જુન ૧૯૩૦ સુધીમાં થાય ત્યાં સુધી ગાંધીજીનો કષ્ટનો ટાઇમ જણાય છે. તેમનું જન્મનું નામ મોહનલાલ છે ને તેમની જન્મરાશી બરાબર શાસ્ત્રાધારે પાડેલી છે ને સિંહ રાશી છે તેથી રાશીથી ૧૦ મે ગોચરમાં અત્યારે ગુરૂ આવી વૃષભ રાશીનો થઇને રાજ્યમાન ને વિજયી યોગ કરે છે. આ ઉપરથી સુખ ને દુઃખ બંને સમવાળો ટાઇમ છે તેનો ૧૭-૪-૩૦ સુધી કષ્ટકારક યોગ ગાંધીજીનો ગણાય. સિંહ રાશીથી આઠમે મીનના સુર્ય છે અને મંગળ આવે તે પણ નેષ્ટ ગણાય. परमेश्वरा वत्ती !

તા. ૧૫-૩-૧૯૩૦



# મહાત્મા ગાંધીજીની જન્મકુંડલી.

મુંબઇ સમાચાર તા. ૨૭ એપ્રીલ ૧૯૩૦

મહાત્મા ગાંધીજીનો જન્મ કાઠીયાવાડમાં સુદામાપુરી અથવા પોરબંદરમાં સં. ૧૯૨૫ શાકે ૧૭૯૧ના ભાદરવા વદ-૧૨ શનિ, ઘ-૫૧-૪૮ આશ્લેષા ઘ-૨-૧૩-૫૨ મઘા સાધ્ય ઘ-૨૯-૧, કૌલવ કરણ સુર્યોદયાદિષ્ટ ઘટીકાઃ ૩ પલાનિ ૧૨ સમયે આશરે થએલ છે. જન્મ તા. ૨-૧૦-૧૮૬૯ મધ્યમ માને સ્પષ્ટ સુર્ય ૫-૧૬-૩૮-૨૧, સ્પષ્ટ ચંદ્ર ૪-૦-૧૩-૬, સ્પષ્ટ લગ્ન ૬-૩-૧૭-૨૮ જન્મ વખતનું છે. આ જન્મકુંડલી મુંબાઈ સમાચારના સંવત ૧૯૭૯ના પંચાગમાં આપેલી છે.

મહાત્મા ગાંધીજીની નિરયન મતે જન્મ કુંડલી.



ગાંધીજીની રાશી કુંડલી.




ગાંધીજીની ચલિત કુંડલી.




ગાંધીજીની નવમાંશ કુંડલી.




નવમાંશ કુંડલીમાં ગુરૂ–સ્વગ્રહી શનિ સ્વગ્રહી શુક્ર સ્વગ્રહી ને ચંદ્ર મિત્રના ઘરનો છે. તથા નવમાંશનું લગ્ન વર્ગોત્તમી છે તે શ્રેષ્ઠ ગણાય.

## ગાંધીજીની કેશવીમતે રાજ્ય ભુવનની કુંડલી.




મહાત્માજીનો શકે ૧૮૫૧ આશો શુદ ૧ ગુરુવાર ઇષ્ટ ઘડી ૩૪-૪૨ સમયે ૬૧માં વરસનો પ્રવેશ તેની કુંડલીઃ—




મહાત્માજીની ૬૧ મા વર્ષની ચલિત કુંડળી.



આ કુંડલીમાં લગ્નાધિપતિ મંગળનો તથા ષષ્ટમાધિપતિ ને તૃતીયાધિપતિ બુધનો અષ્ટમાધિપતિ મંગળનો અસ્ત છે તેથી પણ બંધન કે બંધન જેવા યોગો ગણાય.

મહાત્માજીની જન્મકુંડલી તેજ આ ૬૧માં વરસની મુંથા કુંડલી છે તેથી જન્મકુંડલીને મુંથા કુંડલીનું એક જ ગણિત સમજવું, પરંતુ દશા ભેદે ભેદ સમજવો. મહાત્માજીની જન્મકુંડલીમાં પાશ યોગ થયો છે. ૬૧માં વરસની કુંડલીમાં તથા નીકળવાના ટાઈમના મુહૂર્તની કુંડલીમાં પણ પાશ યોગ થયો છે તેથી મહાત્માજીના બંધન કે બંધન જેવા યોગો જોરદાર ગણાય જ, પણ સારી દશા અંતરદશાને લઈને બંધન ન થાય તો કહેવાય નહિ. પણ દશાપતિ ગુરૂ મહાત્માજીના જન્મલગ્નથી આઠમાં ભુવનમાં અત્યારે ગોચરમાં છે ત્યાં સુધી એટલે વૈશાખ વદ ૮, ૧૯૮૬. તા૦ ૨૧–૫–૩૦ સુધી તથા જન્મરાશીથી એટલે સિંહ રાશીથી આઠમે સૂર્ય તથા આઠમે મંગળ નીકળી જાય એટલે તા૦ ૨૬–૫–૩૦ સુધીમાં તથા ગુરૂનો અસ્ત એટલે તા૦ ૨૬–૬–૩૦થી ૮–૭–૩૦ સુધીમાં બંધનની વકી રહે. વળી વર્ષ કુંડલીમાં પણ છઠ્ઠો, સાતમો, આઠમો મહીનો નેષ્ટ છે તેથી મારા આગલા તા૦ ૨૦ મી માર્ચ ૧૯૩૦ના મુંબાઈ સમાચારમાં આપેલા લેખ પ્રમાણે આપેલી તારીખો બરાબર છે. હાલ મહાત્માજીને અષ્ટોત્તરીમતે ગુરૂ મહા દશા ચાલે છે તે મધ્યમ માને આશરે વ.૪૯–મા.૧૧દી. ૦–ઘડી૩૧–૫–૩૦ પુરાં સુધી એટલે ૫૦ મે વરસે બેઠી છે અને વ ૬૮–માં. ૧૧–દી.–૦–ઘ. ૩૧–૫–૩૦ પુરા એટલે લગભગ ૭૦મું વરસ બેસે ત્યાં સુધી રહેશે. તેનું ફળ જન્મોત્રીમાં ગુરૂ જન્મકુંડલીમાં સાતમે છે તેથી ત્રીજાનો પતિ સાતમે જાય તો રાજદ્વારે મૃત્યુ કે મૃત્યુતુલ્ય કષ્ટ કરે તેમ બૃહત્પારાશરી હોરા કહે છે, પરંતુ તે વિંશોત્તરી ગુરૂદશામાં કે ગુરૂમાં મંગળની અંતરમાં એટલે ૬૮થી ૭૦ કે ૮૦ થી ૮૨ વચ્ચે ફળ આપે, પણ આ તો અષ્ટોત્તરી મતે ગુરૂની મહાદશા ચાલે છે. તેમાં ચલિતમાં ગુરૂ આઠમે ગયેલ છે, તેથી લોકો તરફના દુત તરીકે કામ કરનાર તેઓ હોવાથી જેમ દુત લાંબો વખત ઘરે રહી શકે નહીં ને તેનો દેહ કષ્ટ પામે તેમ મહાત્માજી પણ લાંબો વખત ઘરે રહી શકેજ નહીં અને તેમનું શરીર હંમેશાં નિરોગી રહે નહિ. મરણ પછી વૈકુંઠને પામે.

અપવાદઃ–ગમે તે ગુરૂ આઠમે હોય તો ઉપર લખ્યું તે ફળ, પરંતુ મેષ રાશીનો ગુરૂ સાતમે ભાવે આવે, તો નિરંતર આનદમાં રહે પૈસાવાળા થાય ને રાજાના દીવાન થાય કે તેના જેવા એટલે કે રાજાના કહેવાથીજ તેમને લોકોનું કામ કરવું પડે, કે રાજ્યધર્મના કાર્યમાં તત્પર રહે, ગુરૂ જન્મકુંડલીમાં સાતમે છે, તેથી ૪૦ ટકા ફળ આપે. આ પ્રમાણે સાતમા ભાવનું ફળ

આપે. ચલિતમાં આઠમે મેષનો ગુરૂ છે તેથી ૯૦ ટકા દીલગીરી વિનાના સાહસ કામ કરનાર, લાંબી આયુષ્યવાળા, પોતે માનેલા ધર્મમાં કુશળ ને સારા ગુણવાળા થાય. બહુ ઉદાર ચિત્તવાળા, શત્રુઓની ઉન્નતી સહીત પ્રારબ્ધવાળા બહુ બુદ્ધિવાળા, દેવ સીદ્ધિવાળા, યોગી પુરૂષ વિદ્વાન, વિચક્ષણ સેનાના સેનાપતિ સારા નોકરવાળા, ઘણા પૈસાદાર, શાંત સ્વભાવવાળા, દેદિપ્યમાન, મોટી કીર્તિવાળા થાય. આ બધું ફળ અષ્ટોત્તરી મતે ગુરૂદશા અંતર દશામાં મળે. આ ઉપરથી માહાત્માજી લાંબી આયુષ્યવાળા છે તે સિદ્ધ થાય છે. તૃતિએશ ને ષષ્ટેશ ગુરૂ છે, તેથી નોકરવર્ગ તથા બ્રાહ્મણ શત્રુઓ પણ થાય, ગુરૂ ધર્મનાં કામ કરવાવાળો હોવાથી ધર્મના કામને લઇને શત્રુતા પણ થાય, ત્રીજું ભુવન તે દશમાં ભુવનથી છઠ્ઠું ભુવન હોવાથી રાજ્યની સાથે પણ વિદ્વતા ગુરૂદશામાં ભોગવવી પડે હાલ ગુરૂમાં ચંદ્રની અંતર છે, તે મધ્યમમાને આશરે વ. ૬૦–મા. ૧–દી. ૧૩–ઘ. ૫૧–૫–૩૦ પુરાં એટલે ૬૧મે વરસે બેઠી છે તે વ. ૨–માં.–૭દી ૨૦ પુરા રહેશે એટલે આશરે વ.૬૨–મા ૯–દી. ૩–ઘ. ૫૧–૫–૩૦ પુરા એટલે ૬૩ મા વરસ સુધી રહેશે. ચંદ્ર અગીયારમે છે, તેથી અનેક પ્રકારના ધન સંતાન ને વાહન સુખવાળા યશ અને શ્રેષ્ઠ ભોગ તથા ગુણોવાળા ને પ્રસન્નતાવાળા થાય, રાજાથી મોટો અધિકાર મેળવનાર, યશ, આબરૂ, વધારે વસ્ત્રો ને કપડાંનો લાભ થાય. સિંહનો ચંદ્રમા અગીયારમે છે, તેથી છુપી રીતે કામ કરવામાં કુશળ દીવાન કે તેના જેવા પૈસા તથા માણસથી સુખી, પર્વત તથા જંગલની યાત્રાના મનોરથ કરવાવાળા, ગળા ને પેટમાં પીડાવાળા, ભૂખ તરસ વેઠવાવાળા, પેટમાં દુઃખાવો ને દાંતની પીડાવાળા ને તેવા જ બીજા શારીરિર કારણુથી દુઃખ ભોગવનાર. ઉદાર, બહાદુર, સ્થિર સ્વભાવવાળા, ધનધાન્યવાળા, લક્ષ્મીવાન, લડવું જેને પ્રિય છે તેવા. વિદ્વાન, તમામ કળાઓને જાણનાર, પરદેશગમનની ઇચ્છાવાળા, શત્રુઓનો નાશ કરનાર, તમામ જગ્યાએ જનાર. માથામાં રોગ કે ગાંડાપણું, ૬૩ થી ૬૫ વચ્ચે થવા સંભવ, ઉદરના મધ્ય ભાગમાં વાતગુલ્માદીના સંભવવાળા, શ્રેષ્ઠ શીલવાન, અત્યંત કૃપણ, સાચું બોલવાવાળા ચતુર થાય. સિંહ રાશીના ચંદ્ર પર ગુરૂની પૂર્ણ દૃષ્ટિ છે, તેથી ઘાતાદી યોગો વરજ્યેત કરતાં ૧૦૦ વરસના જેટલી એટલે લાંબી આયુષ્ય ભોગવનાર થાય. સિંહ રાશીનો ચંદ્ર નિત્ય ધનનો લાભ કરાવે. શ્રેષ્ઠ પ્રતિષ્ઠા અપાવે, શરીરમાં વિકળતા વાળા કરે, કામદેવની હીનતાવાળા કરે, એટલે ખરેખર મહાત્માજી ગણાય.

ગુરૂદશાનું ફળઃ રાજ્ય ભુવનથી ગુરૂ દશમે છે, ને ચલીને અગીયારમે છે. તેથી રાજાના મંત્રીશ્રી મનોરથ મેળવે શ્રેષ્ઠ કર્મને ધર્મના જાણવાવાળા યોગી, જ્ઞાની, નીરંતર નમ્રતાવાળા થાય. વળી ત્રણે કાળનું વિચારવાવાળા પણ થાય.

શ્રેષ્ઠ સંગીત કરવાવાળા, શ્રેષ્ઠ બુદ્ધિ ને ધૈર્યવાન થાય. મેષનો ગુરૂ જન્મ કાળે છે, ને તેની દશા ચાલે છે, તેથી ધન પ્રાપ્ત થાય બહુ માણસોના સ્વામી થાય, સુખ મેળવે. રાજ્યેશ ચંદ્ર અગીયારમે છે તેથી ચંદ્ર દશા અંતર દશામાં માન મેળવે, ધનવાન પુત્રવાન સર્વદા હર્ષવાળા, સત્યવાન ને સુખી થાય. બીજાને લાભવાળા ને બીજાનો પરાજય કરવાથી ધન મેળવે. સંતાન ને નોકર સુખવાળા થાય.

મેષ રાશીના ગુરૂ પર ચંદ્રની દ્વિપાદ દ્રષ્ટિ છે તેથી પ્રસિદ્ધ નમ્રતા સહીત શ્રેષ્ટ પુરૂષોની સલાહ લેવાવાળા, પોતે માનેલા ધર્મમાં તત્પર. શાંત સ્વભાવવાળા થાય, સિંહ રાશીના ચંદ્ર પર ગુરની પુર્ણ દ્રષ્ટિ છે તેથી બહુશ્રુત સાહુવનને વિસ્મત કરાવે ને રાજાના પ્રધાન બનાવે. રાજ્યભુવનપર ગુરૂની એકપાદ દ્રષ્ટિ છે તેથી પા ભાગ રાજમંદિરથી અવશ્ય કર્મ સિદ્ધિ થાય રાજ યેશ ચંદ્રપર ગુરૂની પુર્ણ દ્રષ્ટિ છે તેથી આ વ. ૨-મા બ-ડી. ૨૦ પુરામાં રાજા પાસેથી પુર્ણ હક મળવાની વકી રહે. ગુરૂની રાજ્યભુવનપર પા ભાગ દ્રષ્ટિ ને રાજયેશ ચંદ્ર પર પુર્ણ દ્રષ્ટિ છે તે બંને ઉપરથી ૨ ભાગમાથી ૧ા ભાગ મેળવવાની વકી રહે. રાજયેશ લાભમાં ને લાભેશ બારમે છે તેથી સરકાર પાસેથી મેળવવું બહુ પરિશ્રમેથી મેળવી શકે, અને થોડું કે કષ્ટસાધ્ય મેળવવાનો આ યોગ દેખાડે છે.

જન્મ કુંડળીમાં તુલાનો શુક્ર લગ્ને છે, તેથી પંચ મહાપુરૂષનાં લક્ષણવાળો માલવ્ય નામનો રાજયોગ થયો છે. તેનું ફળ મહાત્માજી પાતળા હોઠવાળા નાની મોટી દેહવાળા એટલે મધ્યમ કદવાળા, જેના અંગની સાંધ ખાલી નહિ, કમર જેની પાતળી, ચંદ્રના સમાન સ્વરૂપવાળા, લાંબા નાકવાળા, સુંદર કપાળવાળા, ૭૦ વરસની આયુષ્ય સુધી રાજયોગ ભોગવે. તેર આંગળ મોઢું જેનું લાંબુ, દશ આંગળ પહોળું હોય, રાજયોગનું બળ માલવા, લાટ દેશ, સીંધુ દેશ અને પારિજાતક દેશ પર ખાસ પડે છે. શુક્ર કેન્દ્રથી ખસી ગયેલ છે તેથી આ રાજયોગ ૪૦ ટકા ફળ આપે, અને ૬૧મા વરસમાં પણ મુંથા કુંડળીમાં તુલાનો શુક્ર છે ને તે મુંથેશ છે તેથી આ વરસમાં પણ તે યોગનું ફળ થોડું મળે.

૬૧ માં વરસની મુંથા કુંડળીમાં રાજયેશ દશમેશ થઈને અગીયારમે ગયેલ છે પણ તે ચળીને આઠમે ગયેલ છે તેટલો ભાગ નેષ્ટ ગણાય તથા દશમા ને અગીયારમા માસની માસ કુંડલીમાં રાજયેશ ૬૧ મા વરસમાં છે તેથી ૬૧ વરસની વરસ કુંડલીમાં દશમેશ ને લાભેશ ભાગ્યમાં ગયેલ શ્રેષ્ટ છે તેથી આ વરસનો ગાંધીજીનો દશમો અગયારમો માસ પરિશ્રમે પણ વિજયવાળો થાય. મહાત્માજીની વિંશોત્તરી મતે હાલ દશા રાહુની ચાલે છે

તેમાં રાહુમાં બુધનું અંતર મુખ્યમાને આશરે શકે ૧૮૫૧ સુધે ૧૦-૫-૨૨-૨૭ ને વ. ૬૦-માં. ૪-દી. ૧૮-ઘ. ૪૪-પ. ૬ પુરીએ એટલે ૬૧મા વરસે પાંચમે માસે ઉતરી કેતુનું અંતર બેઠું તે તા. ૧૭-૨-૩૦ના રોજ બેઠું ત્યાંથી રાહુમાં કેતુનું અંતર વ. ૧-માં. ૦-દી. ૧૮ ઘ-૦ પુરાં સુધી રહેશે. તેનું ફળ રાહુ કેન્દ્રમાં છે, ને કર્કરાશીનો છે, ને કેતુ પણ કેન્દ્રમાં છે ને મકર રાશીનો છે તેથી પારાશરી હોરાના મત પ્રમાણે ભ્રમણ કરાવે, રાજ્યથી ધન મળે, વાત જ્વરાદિ રોગો થાય અને ચોપગાં જનાવરની જીવહાનિથી સંભાળવાનું છે, કારણ કે ગાંધીજીને આઠમે વૃષભ રાશી છે તેથી બેલ ઇત્યાદિથી સંભાળવાનું છે. ને તેમાં પણ લગ્ને અત્યારે ગૌચરમાં તુલાનો કેતુ છે. એટલે આઠમાનો સ્વામી સાથે હોય કે આઠમાના સ્વામીની રાશીઓનો યોગ કેતુ સાથે થતો હોય ને કેતુની દશા કે અંતરદશા હોય તો સંભાળવું. તો હાલ તુલાનો કેતુ છે, તેથી સંભાળવું જન્મમાં કેતુ કેન્દ્ર છે તેથી રાજયોગ કરેલ છે. કર્ક રાશીનો રાહુ ને મકર રાશીનો કેતુ હોય તો ભૃગુસુત્ર કહે છે કે રાજયોગ કરે છે ને વળી તેમાં કેન્દ્રમાંને અત્યારે રાહુમાં કેતુની અંતર છે, આ ઉપરથી પણ આ ટાઇમ ગાંધીજીનો બહુ ઉત્તમ છે. લગ્નનો સ્વામી શુક્ર રાહુ કે કેતુને મળે ત્યારે ઇષ્ટ સિદ્ધિ થાય અને તે મેષના રાહુને તા. ૩૧-૩-૩૦ ને દિવસે શુક્ર મળે છે ને શુક્ર રાહુનો યોગ થાય છે ને તે વખતથી લાભનાં કારણની શરૂઆત થવી જોઇએ રાહુને અષ્ટમાધિપતિનો યોગ થાય તે નેષ્ટ એટલે શુક્ર અષ્ટમાધિપતિ પણ છે તેથી બંધન યોગ પણ કરે.

હાલ યોગિની મહાદશામાં સંકટા મહાદશા ચાલે છે, તે સંકટાનો સ્વામી રાહુ છે. તેમાં અત્યારે સિદ્ધાની અંતરદશા વ. ૬૦-મા. ૪-દી. ૧૦-ઘ. ૩૧-પ. ૩૦ પુરાથી એટલે ૬૧ મે વરસ પાંચમે માસેથી તે વ. ૬૧-મા. ૧૧-દી. ૦-ઘ. ૩૧-પ. ૩૦ પુરાં એટલે લગભગ ૬૩માં વર્ષ સુધીમાં મધ્યમમાને આશરે રહેશે. તેનું ફળ રાહુ કેન્દ્રમાં છે તેથી તે દશમે છે ને દશમેશ લાભમાં છે તથા રાજયોગ કરે ને રાજ્યથી લાભ મળે. તેમાં વળી શુક્ર તુલાનો છે ને લગ્ને માલવ્ય રાજયોગ કરેલ છે ને ૬૧મું વરસ યોગકારક છે, તથા ને તેની સિદ્ધાની અંતર છે તેથી રાજયોગ કરે. હવે શુક્ર લગ્નાધિપતિ છે તે રાજયોગ કરે ને અષ્ટમાધિપતિ છે તે બંધનયોગ કરે એટલે બંધન કે બંધન જેવા યોગો કરીને રાજયોગ થવાનો ખાસ સંભવ ગાંધીજીનું આયુષ્યનું માપ ઘાતાદી યોગેઃ વરજ્યેત કરતાં વિંશોત્તરી મતે ગુરૂમાં ગુરૂની અંતરે ૬૭ થી કે ૬૮ થી ૭૨ નું કે ગુરૂમાં મંગળની અંતરે ૮૦ થી ૮૨ નું આશરે ગણાય. આ ઉપરથી અષ્ટોત્તરી વીંશોત્તરી ને યોગિની ત્રણે પદ્ધતિઓથી જણાય છે કે મહાત્માજીને વિજય મળવો જોઇએ. પછી પરં ઇશ્વરો વેત્તિ ।

# મહાત્મા ગાંધીજી તથા પ્રજાપક્ષ

## સરકાર વચ્ચે સંધિ થવાની વકી ક્યારે આવે છે?

### શાસ્ત્રોનો મત શું છે?

### ગાંધીજી અંશાવતાર ગણાય કે?

[લેખકઃ—કાશીવાળા જ્યોતિષી પંડીત મગનલાલ ઇશ્વરજી વ્યાસ શીહોર કાઠીયાવાડવાળા]

મુંબઈ સમાચાર તા. ૨૭ મી જાનેવારી ૧૯૩૦

મુંબઈમાં રાષ્ટ્રધ્વજનો પાયો નાખ્યો તે તા. ૨૬ જાન્યુઆરી ૧૯૩૦ સ્ટા. ટા. ૮ ની કુંડળી.




અમદાવાદથી મહાત્મા ગાંધીજીએ કરેલ કુચની તા. ૧૨ મી માર્ચ સવારના સ્ટા. ૬–૩૦ ની નિરયન કુંડળી.



મહાત્મા ગાંધીજીની તા. ૨-૧૦-૧૮૬૯ ઇષ્ટ ઘડી ૩ પળ ૧૨ ની નિરયન જન્મ કુંડળી.




## ક્યારે સમાધાની થશે ?

મહાત્મા ગાંધીજીના નીકળવાના ટાઇમ બારમી માર્ચ ૧૯૩૦ ની સવારના સ્ટા. ટા. ૬-૩૦ ની કુંડળી કે જે મેં તા. ૨૦ મી માર્ચ ૧૯૩૦ના મુંબઇ સમાચારમાં આપી છે તે ખરી છે અને તે ઉપરથી જણાય છે કે તે કુંડળીમાં કુંભ લગ્ન છે ને લગ્ને સૂર્ય મંગળ ને બુધ છે. બીજે ઉચ્ચનો શુક્ર છે. ત્રીજે રાહુ સાથે ગુરૂ, છઠે ચંદ્ર સ્વગ્રહી અને નવમે કેતુ, અગીઆરમે શનિ ધનનો છે.

આ ઉપરથી જણાય છે કે ચમત્કાર ચિંતામણીમાં આપેલ શ્લોક પ્રમાણે પહેલે સૂર્યઃ-તનુસ્થો રવિસ્તુ ગયરષ્ટિ વિધત્તે મનઃ સંતપેદારદાયાદીવર્ગાત । વપુઃ-પીડયતે વાતપીત્તેન નિત્યં સર્વૈ પર્યટન, હ્રાસવૃદ્ધીં પ્રયાતિ ॥

નીકળનાર પુરૂષ મહાત્માજી કુંભ લગ્નમાં નીકળ્યા છે, તે કુંભ લગ્ન રાષ્ટ્રનું શરીર છે, કારણ કે રાષ્ટ્રના કામને માટે નીકળ્યા છે, માટે તે શરીર કુંભલગ્નનો સ્વામી શનિ તે દેશના નેતા રૂપે ગાંધીજી પોતે છે. શનિ નીકળતી વખતે લાભમાં ગએલ છે તેથી ગાંધીજીથી લોકો લાભભુવન એટલે અગીયારમાં ભુવનમાં અગીઆરમે માસે લાભ મેળવશે' પરંતુ ઉપલો શ્લોક સૂર્યનો જણાવે છે કે લગ્ને પડી સૂર્ય રાજ્યકારક છે ને શનિ (પ્રજા)નો શત્રુ થાય છે તેથી તે પ્રજાને શ્લોકના પ્રમાણમાં કષ્ટ આપે, સૂર્યના શ્લોકનો ભાવાર્થ પ્રજાનું મોટું જુથ થાય પ્રજાપક્ષના નેતાઓ સ્ત્રી ને વારસોથી દુઃખી થાય. વાત ને પીત્તના રોગી થાય. સર્વ જગ્યાઓએ ફરતાં પૈસાની તંગી કરાવે, સૂર્ય લગ્ને પડેલ છે તેથી સૂર્યરૂપે રાજ્ય તરફથી પ્રજાના શરીર પર જાતક ચંદ્રિકાના શ્લોક પ્રમાણે લાકડાંથી (લાઠીથી) અને ચોપગાં પશુથી' એટલે ઘોડાઓથી પ્રજાના શરીર પર ચિહ્ન કરે. આ ફળ જ્યાં સુધી સૂર્યની દશા નીકળવાના ટાઇમથી

રહે છે ત્યાં સુધી રહેવાની વકી જણાવે છે. એટલે નીકળવાના ટાઇમ તા. ૧૨ માર્ચ ૧૯૩૦ થી ૦ વ–૧૧મા. ૧૮ દી. ૧૬ ઘ. ૧૯ ૫. પુરાં થતાં સુધી સૂર્ય દશા રહે છે. અને તે સને ૧૯૩૧ ના ૨૮ મી ફેબ્રુઆરીએ રાતના નવ વાગે લગભગ ઉતરે છે ત્યાં સુધી પ્રજાને દુઃખ રહે.

બીજો ગ્રહ મંગળ પ્રજાનાં શરીર પર કુંભલગ્નમાં પડેલ છે. તેને માટે ચમત્કાર ચિંતામણીનો શ્લોક કહે છે કે ।। વિલગ્ને કુજે દંડલોહાગ્નિ ભીતિસ્તપેન્માનસ કેસરી કિંદ્વિતીય : ।। કલત્રાદિઘાત : શિરો નેત્ર પીડા વિપાકે ફ્લાનાં સદૈવોપસર્ગ:

આ શ્લોકનો ભાવાર્થ આ છે કે પ્રજાનાં કુંભલગ્નમાં પહેલે મંગળ પડેલ છે તેથી ને દશમા રાજ્ય ભુવનનો સ્વામી થઇને પડેલ છે તેથી, ને કુંભ લગ્નના સ્વામી શનિને (ગાંધીજી ને પ્રજાને) દશમેશ મંગળ ને (રાજ્યને) એટલે શનિ ને મંગળને મિત્રાચારી નહિ હોવાથી, પ્રજા ને સરકાર વચ્ચે શનિ અને મગળ શત્રુતા કરાવે અને મંગળરૂપે રાજ્ય તરફથી પ્રજા ને લોખંડ લોઢાથી લાકડાંથી (લાઠીથી) પશુથી (ઘોડાથી) ને અગ્નિથી ભય કરાવે ને પ્રજાનાં મન હંમેશાં ચિંતાતુર રાખે છે. છતાં પણ પ્રજાના નેતાઓ ને કાર્યવાહકો સિંહની માફક પરાક્રમી થઇ લાઠીમાર, લોહમાર, અગ્નિભય ને ચોપગાં જનાવર (ઘોડા) ભય સહન કરે છે, સ્ત્રીઓથી છુટા પડે છે માથામાં ને આંખો પર માર ખાય છે. આ ઉપરથી સૂર્યને મંગળ પ્રજાને ત્રાસ આપે છે. હવે કુંભ લગ્નમાં ત્રીજો ગ્રહ બુધ પડેલ છે. તે શનિનો મિત્ર છે ને શનિના સુય મંગળ શત્રુ છે. તેથી શત્રુ દુઃખ દે છે. છતાં બુધ પહેલે પડી તેનો ચમત્કાર ચિંતામણીનો શ્લોક કહે છે કે:—

બુધો મૂર્તિગો માર્જયેદન્યરિષ્ટં વરીયાન્ધીયો વૈખરી વૃત્તિભાજઃ । જના: ક્રિયગામી કરી ભુત દેહાશ્ચિકીત્સાવિદો દુશ્ચિકીત્સ્યા ભવંતિ.

બુધ પહેલે પ્રજાના મિત્ર તરીકે રહી ખરાબ રૂપનો નાશ કરે છે. પ્રજાપક્ષમાં બુદ્ધિ બહુ વધારે છે. પ્રજાપક્ષવાળાઓ જ્યાં ત્યાં સભાઓ ભરે છે ને વાદવિવાદ કરવામાં હોશિયાર થાય છે. સુંદર સોના જેવી કાંતિવાળા દેખાય છે અને પ્રજાપક્ષ વૈદ્ય તરીકે પણ કામ કરી પોતાના ઘાયલ થએલ માણસોની ચિકિત્સા (દવા) તથા સારવાર કરે છે. હવે લગ્નના સ્વામી જે સ્થાનમાં જાય છે તે પ્રમાણે કાર્ય સમજવું. લગ્નનો સ્વામી શનિ (મુખ્ય નેતા ગાંધીજી) લાભમાં અગીઆરમે પડી પ્રજાને પોતાના નીકળવાના ટાઇમથી અગીઆરમે માસે લાભ કરે છે અને બારમાના સ્વામી અગીયારમે પડી બારમે માસે લાભ કરે છે. તે શનિ અગીયારમે પડેલ છે. ચમત્કાર ચિંતામણીનો શ્લોક શનિ માટે નીચે પ્રમાણે કહે છે:—

સ્થિરં વિત્તમાયુઃ સ્થિરં માનસં ચ સ્થિરા નૈવ રોગાદયઃ ન સ્થિરાણિ। અપત્યાનિ શુરઃ શતાદેક એવં પ્રપંચાધિકો લાગગે ભાનુપુત્રે ॥

આ અગીયારમો શનિ છે તેથી તે પ્રજાના નેતારૂપે ગાંધીજીના નીકળવાના ટાઇમ તા. ૧૨ માર્ચ ૧૯૩૦ થી અગીયારમા માસમાં એટલે તા. ૧૨ મી જાન્યુઆરી ૧૯૩૧ થી તા. ૧૨ મા ફેબ્રુઆરી ૧૯૩૧ સુધીમાં તથા બારમા માસમાં એટલે તા. ૧૨ મી માર્ચ ૧૯૩૧ સુધીમાં પ્રજાનાં ધારેલાં કામ માટે સ્થિર મન, સ્થિર ધન, સ્થિર આયુષ્ય કરે છે. રોગાદિ નાશ કરે છે. નીકળનાર ગાંધીજી છોકરાંઓનું સુખ જેલમાં રહી નથી ભોગવતા કે નેતાઓ સુખ નથી ભોગવતા. સંતાન સુખથી દુર રહે છે ને આ સમયે અમાસમાં તેમની બુદ્ધિ ૧૦૦ પુરૂષો કરતાં પણ મુત્સદીપણામાં અધીક શુરવીર થાય. આ શ્લોકનો ખરો ભાવાર્થ તા. ૧૧ મી ૧૨ મી જાન્યુઆરીથી ૧૨ મી ફેબ્રુઆરી સુધીમાં ઉપજે એમ સમજવું. હવે આજ સમયે રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની સમાપ્ત થાય છે. તેથી જે કાયદાઓ ઘડાઇને પુરા થશે, તે કાયદાઓ પ્રજા ને ગાંધીજીના લાભમાં જ ઉતરશે. અને કુંભ લગનના સ્વામી શનિનો ઉદય તા. ૨૧ જાન્યુઆરી ૧૯૩૧ ના રોજ થાય છે ત્યાં સુધીમાં તે કાર્ય પુરૂં થઇ તે તારીખ પછીથી પ્રજાના લાભમાં ઉતરતું જશે ને ગાંધીજીને કોઇ પણ રીતે આ અગીયારમાં માસમાં છોડવાની વકી રહેશે અને નીકળવાના ટાઇમથી સૂર્યદશા ઉતરીને ચંદ્રદશા તા. ૨૮ મી ફેબ્રુઆરીએ રાતના નવ વાગે બેસશે. તે ચંદ્ર ગાંધીજીના નીકળવાના ટાઇમથી સ્વગ્રહી રહીને છઠે પડેલ છે. તેથી રાજા પ્રજાની સંધિનો ટાઇમ આ શ્લોક જણાવે છે. ચમત્કાર ચિંતામણીના છઠા ચંદ્રમાનો શ્લોકઃ—

રીપૌ રાજતે વિગ્રહેણાપિ રાજા જિતા સોપી ભૂયો વીધૌ સંભવંતિ। તદગ્રે રીપોંતિઃ પ્રભા ભુરી સોપી પ્રતાપોજ્જ્વલો માતૃશાલો ન તદ્વત્. ॥

છઠે ચદ્રમાં છે. તેથી ચંદ્રદશા અંતર દશામાં જે અહીંથી નીકળનારની ૧૫ વરસની ચાલુ થાય છે તે નીકળનાર પુરૂષ મહાત્માજી જ્યાંસુધી પોતાના નીકળવાના સ્થાનમાં ન જાય ત્યાં સુધીમાં મોટા માણસો સાથે પણ લડાઇમાં ને મોટા માણસો પણ (હારેલા શત્રુઓ પણ) એટલે કે સરકાર પણ તેની પાસે સલાહ કરવા આવશે. ને નીકળનારને માતાનું સુખ ન હોય. આ શ્લોક પરથી ચંદ્રદશા બેસવાથી તા. ૨૮ ફેબ્રુઆરી રાતના નવ વાગ્યા પછીથી પ્રજાને ગાંધીજીની સરકાર સાથે સંધિ થવાની વકી ખાસ દેખાય છે ને આ ટાઇમથી લાઠીમાર બંધ પડવો જોઇએ એવું જણાય છે.

શુક્ર બીજે રહી તા. ૧૨ મી માર્ચ ૧૯૩૧ થી પ્રજાને ધનસુખ આપે છે. તેઓની પાસે સુંદર ભાષણ કરાવે છે. તેઓને બુદ્ધિશાળી સુંદર સુખવાળા સારાં વસ્ત્ર પહેરનાર સારી સ્ત્રીઓનાં સુખવાળાં ને કુટુંબમાં પ્રસિદ્ધ બનાવે છે.

આ ફળ તા. ૧૨ મી માર્ચથી એક વર્ષનું છે. રાહુ ત્રીજે પ્રજાને હાથી ને સિંહ જેવી પરાક્રમી બનાવે છે. સર્વ સાથે ભાઇ મક્કમ બનાવે છે. આનંદમાં રહેનાર બનાવે છે. ઘણી મહેનત પ્રજા કરશે છતાં પણ પ્રજાને પુરતા લાભ મળશે નહિ.

ચોથો ગુરૂ નીકળવાના ટાઇમથી પ્રજાને સુખી કરે છે. વધારે માનવા યોગ્ય બનાવે છે. ધન સુખ લાભ સુખ ને જમીન મહેસુલ વિગેરેમાં સુખી કરે છે.

કેતુ નવમે રહી કલેશનો નાશ કરે છે. પ્રજાને વિદ્યાની વૃદ્ધિવાળી બનાવે છે. મ્લેચ્છોથી ઐશ્વર્યવાળી તેની વિશ્વવૃદ્ધિવાળી, બનાવે છે. તપ દાન કરનારી ને આનંદમા રહેનારી પણ બનાવે છે. આ ઉપરથી પહેલી રીતીએ ગાંધીજીના નીકળવાના ટાઇમથી ૧૨ મી જાન્યુઆરી ૧૯૩૧ મીએ અગીયારમો માસ બેસે છે ને બારમાનો સ્વામી શનિ અગીયારમે છે, તેથી અગીયારમો અને બારમો માસ એટલે કે તા. ૧૨ જાન્યુઆરીથી ૧૨ માર્ચ સુધી પ્રજાના અને ગાંધીજીના લાભમાં ઉતરે. બીજી રીતીએ લગ્ને સૂર્ય મંગળ પડેલ છે ને તેમાં સૂર્યની દશા નિરયન મતે અષ્ટોત્તરી પ્રમાણે ૦ વરસ ૧૧ માસ ૧૮ દિવસ, ૧૬ ઘડીક, ૧૯ પળ પુરા થતાં સુધી નીકળવાના ટાઇમથી બેસે છે તે તા. ૨૮મી ફેબ્રુઆરી ૧૯૩૧ના રાતના ૯ વાગે ઉતરે છે અને ચંદ્રની દશા બેસે છે. ને ગાંધીજી તથા પ્રજાને સરકાર સાથે સંધિ કરાવી લાભ કરે ને ધીરે ધીરે આ ટાઇમથી તા. ૨૨ જુન ૧૯૩૧ સુધીમાં સંધિ થઇ જવાનો સંભવ છે. આ ઉપરથી ૧૯૩૧ના જાન્યુઆરી ૧૨ પછીથી ધીમે ધીમે ગોળમેજી પરિષદમાં ફેરફાર થતા આવશે. ચાલુ સરકાર અત્યારે હિન્દુસ્તાનને શું હક્કો આપવા તે નિર્ણય કરી શકી નથી. તે તા. ૨૧ જાન્યુઆરી સુધીમાં લગભગ નક્કી કરશે અને માર્ચ સુધીમાં ઘણું સારૂં નક્કી કરી શકશે અને આ વખતે એટલે તા. ૨૧મી જાન્યુઆરીએ પ્રજા તરફથી નીકળનાર ગાંધીજીના નીકળવાના ટાઇમના કુંભ લગ્નના સ્વામી શનિનો ઉદય થતો હોવાથી આ માસમાં કોઇ પણ રીતે ગાંધીજી અને પ્રજા સ્થિર લાભ, સ્થિર ધન અને શાંતિ મેળવવાના પગલાં લેશે. તે ધીરે ધીરે ફતેહમંદ થતાં જ જશે. ને આ વખતથી પ્રજાપક્ષના લખાણ પર સરકાર સારૂં ધ્યાન આપશે. ને ગોળમેજી પરિષદમાં ગયેલ માણસોને, સરકારને ગમે તે થોડું આપે, પણ ગાંધીજીને હિન્દુસ્તાનના નેતાઓ કબૂલ કરે તો જ આપવું એવી આશા લઇને અત્રે ૨૨મી જાન્યુઆરી ૧૯૩૧ મે ગોળમેજી પરીષદના સભ્યો હિન્દુસ્તાનમાં પાછા આવશે અને ફેબ્રુઆરી આખો માસ સંધિના ભણકારા ચાલ્યા કરશે. પણ ખરેખરી સંધિનું સ્વરૂપ આવશે નહિ. પરંતુ તા. ૨૮મી ફેબ્રુઆરી રાત્રિના ૯ વાગ્યા પછીથી ખરેખરી સંધિ હિન્દુસ્તાનની પ્રજા, ગાંધીજી તથા સરકાર

વચ્ચે થવા સંભવ છે. ને પ્રજા તરફ સરકાર વધારે હક્કો આપવાની બાબતમાં ધ્યાન ખેંચશે. આ લેખનું ફળ કે જે મેં તા. ૨૦મી માર્ચ ૧૯૩૦ના મુંબાઇ સમાચારમાં ગાંધીજીની નીકળવાની કુંડલીમાં આપેલ છે તે બરાબર છે ને તે વાંચવાથી વિશેષ ખ્યાલ લોકોને આવશે. ત્રીજી રીતીએ તા. ૨૬મી જાન્યુઆરી ૧૯૩૦ના મુંબઇ સમાચારમાં આપેલી મારી રાષ્ટ્રધ્વજની કુંડલી પ્રમાણે મુંબઇમાં રાષ્ટ્રધ્વજનો પાયો નાખ્યો તે પણ અભુકત મુળ ૧૦ થી ૧૫ પળ હોવાથી તેનું ફળ ૧૧ માસથી ૧ વરસ લગભગ રહે ને પ્રજાને ત્યારપછી દુઃખમાંથી થોડી મુક્ત કરે. ખરેખર આ પણ અભુકત મુળનો ચમત્કાર નજરે દેખાયો કે રાષ્ટ્રના પિતા તરીકે જે નેતાઓ થાય છે તેઓને તરત જ જેલમાં જવું પડે છે. તે ફળ સુભુકત મુળ નક્ષત્રનું જ છે. તે મુળ નક્ષત્રમાં જન્મેલા બાળકના માબાપને દુઃખ ઉત્પન્ન થાય છે. કોઇ કહેવા રહે નહીં. આ જગ્યાએ રાષ્ટ્રધ્વજનો જન્મ થએલો હોવાથી તે જ બાળક છે ને નેતાઓ તેના માતા-પિતા છે. ને તેમને તે પ્રમાણે દુઃખ થયું છે. ચોથી રીતીએ લગ્નનો સ્વામી ઉદય થાય ત્યારે પણ અને તે શનિનો ઉદય તા. ૨૧મી જાન્યુઆરી ૧૯૩ થી થાય છે માટે ત્યાંથી લાભ.

પાંચમી રીતીએ તા. ૨ જી એપ્રીલ ૧૯૩૦ ના મુંબઇ સમાચારમાં મારી આપેલી ગાંધીજીની જન્મકુંડલી ઉપરથી ગુરૂમાં ચંદ્રની અંતર ગાંધીજીને ચાલે છે. ને તે અષ્ટોત્તરી મતે ચાલે છે. તે મધ્યમાં ફળ આપે છે. એટલે મધ્યમાં આવે ત્યારે સારી જાય. આ ઉપરથી ૨ વરસ ને ૭ માસની તે ગુરૂમાં ચંદ્રની અંતરનું મધ્ય ૧ વ. ૩ મ. ૧૫ દી. પુરા નીકળવાના ટાઇમથી થાય કારણ કે આશરે નીકળવા વખતે જ બેઠી છે. એટલે ત્યારથી લગભગ ફળ આપે.

આ પાંચે પદ્ધતિથી માલુમ પડે છે કે ૨૮ મી ફેબ્રુઆરી ૧૯૩૧ ના રાતના નવ વાગ્યાથી તા. ૧લી માર્ચ ૧૯૩૧થી સંધિની શરૂઆત ખરી સમજવી.

નીકળવાના ટાઇમથી ૧૨મી માર્ચ ૧૯૩૧માં બીજુ વરસ નીકળનારને બેસે છે.

ત્યાંથી વધારે સંધિ મજબુત થતી જાય અને તા. ૨૨ જુન ૧૯૩૧ સુધીમાં સંધિનું સારા પ્રમાણમાં બળ જણાઇ આવે. જો કે રાષ્ટ્રધ્વજનો પાયો દેખાડે છે કે પૂર્ણ સ્વરાજ મળવાનો સંભવ ઓછો છે. પરંતુ જોઇંટ સ્વરાજ મળે.

## ગાંધીજી અંશાવતાર ગણાશે કે ?

શાસ્ત્રોએ લખેલ એક અજબ વાત તો ગાંધીજીની જન્મોત્રી પરથી એ માલુમ પડે છે કે ગાંધીજી એક રાજ્ય સત્તાના ફેરફારો કરવામાં અવતારી પુરૂષ તરીકે ગણાય, કારણ કે જાતક પારિજાતક નામનો ગ્રંથ કહે છે, કે

અંશાવતાર યોગ શુક્ર ને ગુરૂ કેન્દ્રમાં હોય અને શનિ ઉચ્ચનો થઇ કેન્દ્રમાં હોય અને લગ્ન ચરરાશીનું હોય ત્યારે અંશાવતાર યોગ ગણવો. તો ગાંધી-જીનિ જન્મકુંડળીમાં તુલા ચરલગ્ન છે શુક્ર પહેલે ને ગુરૂ સાતમે કેન્દ્રમાં છે અને શનિ જન્મમાં ચલીને ત્રીજે બળવાન છે. ને નવમાંશમાં સ્વગ્રહી શનિ મકરનો ચોથો કેન્દ્રમાં છે. આ ઉપરના ચાર ભાગમાંથી જો કે શની જન્મ-કુંડળીમાં ઉચ્ચનો થઇને કેન્દ્રમાં નથી તેટલો ભાગ ઓછો પરંતુ ૦॥। ભાગ અંશાવતાર યોગ ગણાય. ધર્મની બાબતમાં આ યોગ ન ગણાય કારણ કે પુર્ણ અંશાવતાર નથી. પરંતુ આ અંશાવતાર યોગનું રૂપ જાતક પારિજાતકમાં નીચે પ્રમાણે છેઃ—

રાજા જેવી લક્ષ્મીવાળા, પવિત્ર વાત કરનાર, તીર્થથાં ફરનાર, કથાઓ જાણનાર, કામ રહિત, જે વખતમાં પોતે હોય તે વખતનો ચિતાર ઉતારનાર જમાનાના અવતારી, આત્માને જીતનાર, વેદાંત જાણનાર ને વેદશાસ્ત્રના અધિકારી થાય છે. આ યોગ અત્યારની સ્થિતિનું દીગ્દર્શન આપે છે તો પછી તે માનવો જોઇએ, પરં ઈશ્વરો વેત્તિ ।



# જ્યોતિષની નજરે ૧૯૩૧નું વર્ષ કેવું જશે?

## મહાત્માજી અને સરકાર વચ્ચે સંધિ થવાનો જોગ ક્યારે આવે છે?

### તે વિષેનો મત—આ વરસનું ગ્રહણ ફળ.

[લેખકઃ—કાશીવાલા જ્યોતિષી પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ—કાલબાદેવી]

સને ૧૯૩૧ની જ્યોતિષની પદ્ધતિ પ્રમાણે સાયન માટે તા. ૨૧મી માર્ચના સાયંકાળે (સ્ટા. ટા.) ૭ ક. ૩૬ મીનીટ એ સમયની પ્રવેશ કુંડલી.



આ વરસમાં જ્યોતિષની દ્રષ્ટીએ સાયન મેષ રાશીનો સૂર્ય તા. ૨૧મી માર્ચ ૧૯૩૧ના સાયંકાળે સ્ટાન્ડર્ડ ટાઇમ ક. ૭ મી. ૩૯ એ મેષ રાશીમાં પ્રવેશ કરે છે. તેથી આ વરસમાં સાયન પદ્ધતીએ તુલા લગ્ન બેસે છે, અને ચોથે શનિ, મકરનો પાંચમે શુક્ર, કુંભનો અને સાતમે હર્શલ સૂર્ય બુધ ચંદ્ર ને રાહુ મેષ રાશીના, દશમે ગુરૂ ને મંગળ કર્કના અને બારમે નેપ્ચ્યુન કન્યાનો આ પ્રમાણે ગ્રહો રહે છે.

## વરસનું ગ્રહોનું રાશી પ્રમાણે ફળ

નેપ્ચ્યુન આ વરસમાં કન્યા રાશીમાં છે. તેથી સારા માણસો માટે તે ખરાબ છે. વળી પાખંડ ધર્મનો ફેલાવો કરે છે. હર્ષલ વરસમાં મેષ રાશીમાં છે, તેથી જ્યાં સુધી હર્ષલ મેષમાં રહેશે—એટલે સને ૧૯૩૫ ના એપ્રીલ સુધી દરેક પ્રજાને દુનિયામાં મહાન દુઃખ સહન કરવું પડશે. અનેક નવા નવા ફેરફારો થશે. દરેક પ્રજાની પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની ઇચ્છાઓ થશે. હાલના રાજ્યકર્તાઓને દુઃખ સહન કરવું પડશે. દરેક ધર્મોને ને જ્ઞાતિઓને આપસ આપસમાં ઝઘડો રહ્યા કરશે, કોમી વિખવાદ વધશે, સુધારણાની લોકોની ઇચ્છાઓ વધતી જશે. અણસમજુ લોકોથી પ્રજાને ત્રાસ રહેશે. જુલાઇ અને અકટોબર માસમાં શનિ હર્ષલના કેન્દ્ર યોગને લઇને મજુર વર્ગમાં અસંતોષ અને બેકારી વધશે. શનિ આ વરસમાં જાનેવારીની શરૂઆતથી જ લેખક અને વર્તમાન પત્રકારોને સંકટ આપે, ભુકંપ વિષયોનો બગાડ કરતો રહે, પરંતુ સ્વગૃહી છે તેથી છેવટ વ્યવસ્થામાં કાંઇક સુધારો થાય, બગાડ કરવા દે નહિ. આ વરસમાં ગુરૂ ઉચ્ચનો રહે છે તેથી ધાર્મીક પ્રવૃતીને શાસ્ત્રોમાં જ્ઞાનનો વધારો કરે, રાજકીય મહત્વાકાંક્ષાની તથા આરોગ્યની વૃદ્ધિ કરે, જુલાઇના છેવટના અઠવાડીયામાં રવિની યુતીને લઇને ત્યારથી રાજકીય સુધારણાઓ અને શાંતિની ધીમે ધીમે વૃદ્ધિ કરશે. રાહુ માર્ચની આખરે હર્ષલની યુતી કરે છે તેથી હલકા લોકો તરફથી આકસ્મિક ત્રાસ પડશે, મંગળ મે માસની આખર સુધી લોકો તથા રાજ્યને અનેક ત્રાસ આપે ને જુનમાં નેપ્ચુનની સાથે યુતી કરે છે તેથી કોઇ કોઇ ઠેકાણે મોટાં તોફાનો, લડાઇના ભણકારાઓ, કજીઆ ટંટાઓ, દગા ફટકાઓ વિગેરે વરતાવે, સંપનો નાશ કરે, અનેક જાતના રોગો વર્તાવે, ને અકસ્માત મૃત્યુઓનો વધારો કરે. જ્યોતિષની દ્રષ્ટિએ બેસતા આ વરસમાં એટલે તા. ૨૧મી માર્ચ ૧૯૩૧ની કુંડળીમાં અસ્ત કેન્દ્રમાં રાહુ હર્ષલની યુતિ થાય છે અને ચોથા ભુવને રહેલ સ્વગ્રહી શનિનો નીચના મંગળની સાથે દશમાં ભુવનમાં પ્રતિયોગ છે. ચંદ્ર શનિ કેન્દ્ર ગુરૂ હર્ષલ કેન્દ્રને દશમે ભાવે આરંભમાં કર્કનો ગુરૂ, આવી ગ્રહસ્થિતિ છે. તેથી કોર્ટમાં આકસ્મિક કેસ કજીઆ થાય, રાજ્ય કારણને લઇને મોટી વધઘટ, ને પ્રજામાં અસંતોષ, વ્યાપારમાં તોડફોડ ને ધર્મ ભાવનાની ખાસ્યંત, આ ફળ સંભવે છે.

આ વરસનું એટલે કે તા. ૨૧ માર્ચ ૧૯૩૧ના બેસતા વર્ષમાં લગ્ને તુલા રાશી છે તેથી અને લગ્નનો સ્વામી શુક્ર પાંચમે છે તેથી અત્રેની પ્રજા સુખી થશે. પ્રજાની તંદુરસ્તી સારી જશે, લોકો નાટક, ચેટક, મોજ મજાહ, સીનેમા, ગાયન, ઇશ્ક, વિદ્યા, અને કેળવણીના કામોમાં મશગુલ રહેશે. બીજા ભુવનમાં વૃશ્ચિક રાશી છે તેથી અને આ ભુવનનો સ્વામી મંગળ નીચનો છે તેથી પ્રજાને ધન માટે રાજ્યથી ત્રાસ પડે, કારણ કે ધનેશ નીચનો થઇને દશમે પડેલ છે. તેથી મહેસુલખાતાની હાલત બહુ ખરાબ, બેંક, દલાલી, લોન શેર, એક્સચેન્જ તથા વેપારવણજની સ્થિતિ ખરાબ રહેશે, પણ સાથે ઉચ્ચનો ગુરૂ દશમાં ભુવનમાં પડેલો છે તેથી વધારે ખરાબ થવા દે નહિં.

ત્રીજા ભુવનમાં ધનરાશી છે તેથી અને આ ભુવનનો સ્વામી ઉચ્ચનો થઇને દશમે ગએલ છે તેથી રેલ્વે કંપનીઓ, પોસ્ટખાતું તારખાતું, રેલ્વેના શેરો રેલ્વેની મહેસુલ તથા એન્જીનની બાબતો તથા મોટરકારો, ચોપડીઓ, ન્યુસપેપરો, લાયબ્રેરીઓ, ને દરેક લીટરરી બાબતો માટે ત્રણ ભાગમાંથી બે ભાગ સારા જાય અને મંગળને લઇને એક ભાગ ખરાબ જાય.

ચોથા ભુવનમાં મકર રાશી છે. તેથી જો તેનો સ્વામી શનિ છે ને તે સ્વગ્રહી છે તેથી ખેતીવાડીના પાકમાં, જમીન સંબંધમાં, ખેડુત વર્ગમાં, જમીનની અંદરના ખનીજ પદાર્થોમાં તથા ખાણોમાં બે ભાગ સુખ આપશે અને એક ભાગ ત્રાસ આપશે, કારણ કે મંગળ દશમે રહી અને દુર્બલ ચંદ્ર સાતમે રહી ખરાબ ફળ આપે છે.

પાંચમાં ભુવનમાં કુંભ રાશી છે. તેનો સ્વામી શનિ સ્વગ્રહી થઇને ચોથે પડેલ છે અને આ ભુવનમાં શુક્ર છે તેથી લોકો નાટક રંગ રાગ ઇશ્ક ને બચ્ચાંને કેળવણી આપવામાં ઉત્સુક રહેશે, જન્મખાતું, જન્મપ્રમાણુ ખાતુ, નિશાળો તથા મોજમઝાના ધામોમાં વધારો થતો જશે.

છઠા ભુવનમાં મીન રાશી છે. તેથી અને આ ભુવનનો સ્વામી ગુરૂ દશમે ઉચ્ચનો છે તેથી વૈદ્ય વિદ્યાની વૃદ્ધિ થશે. લોકોને રાજ્ય સાથે શત્રુતા રહ્યા કરશે. ને ઉચ્ચનો ગુરૂ છે તેથી જાહેર હાલતમાં, વ્યવસ્થામાં ગરીબ મજૂર વર્ગને ચાકરી કરવાવાળાની બાબતમાં, વોલન્ટીયરોમાં, પ્રજાની સેવા કરવાવાળાઓમાં લશ્કરને દરીયાઇ લશ્કર ખાતામાં, સોલજરો અને લડાઇના સીપાઇઓમાં તથા મનવાર ખાતામાં આ બધામાં રાજ્ય તરફથી બે ભાગ સુધારો થશે. અને મંગળને લઇને ત્રણ ભાગમાંથી એક ભાગ ખરાબ જશે.

મીન રાશી છઠા ભુવનમાં પાણીથી થતા જંતુઓના કોલેરા વિગેરેનાં વ્યાધિમાં વધારો કરે છે. વળી છઠાના સ્વામી ગુરૂ સાથે કર્કના મગળ પણ

કોલેરા જેવા પાણીના વ્યાધીમાં વધારો કરે છે. પણ ઉચ્ચનો ગુરૂ દશમે પડેલ છે તેથી છદાનો પતિ થાય છે, તેથી રાજ્ય તરફથી કે મ્યુનીસિપાલ તરફથી તે વ્યાધીઓને દબાવી દેવાના પ્રયત્નોમાં એ ભાગ ફતેહમંદ થશે, એક ભાગે દુ:ખ દરદ રહેશે.

સાતમું ભુવન–આ ભુવનમાં મેષ રાશી છે તેથી તથા અહીં રાહુ ચંદ્ર હર્ષલ સૂર્ય ને બુધ છે, તેથી આ વરસમાં બીજા પરદેશી મુલકમાં બીજી પરદેશી પ્રજાઓમાં લડાઇ, તકરાર, રાજ્યનો બંદોબસ્ત, કરાર, સંધિ, વગેરે માટે મોટું તોફાન થવાનો સભવ છે, કારણ કે અહીં પડેલા ચંદ્ર પર મંગળ તથા શનિની ઘણી ખરાબ દ્રષ્ટિ છે ને આ ભુવનનો સ્વામી મંગળ નીચનો થઇ દશમે ગએલ છે તેથી આપણી સરકારને ખમવું પડશે અને થોડો ધક્કો પણ લાગશે પણ સાતમા દશમાનો કારક યોગ તેઓને બચાવી દઇ વિજય આપશે ને ઉચ્ચનો ગુરૂ દશમે તેઓને વિજય આપશે.

આઠમું ભુવન–આ ભુવનમાં વૃષભ રાશી છે તેથી તેનો સ્વામી શુક્ર પાંચમે પડેલ છે. તેથી મરણ પ્રમાણ લોકોમાં આ દેશમાં ઓછું વરતાશે પણ ઇસ્ક ને મોજમજાથી નાટક સીનેમા, બચ્ચાં વીગેરેનું મરણ પ્રમાણ વધારે રહેશે. ચંદ્ર પાપ ગ્રહથી ઘેરાએલ છે તેથી કોઇ મોટા માણસનું કે કોઇ રાજાનું મૃત્યુ થવા સભવ.

નવમું ભુવન–આ ભુવનમાં મિથુન રાશી છે તેથી ને તેનો સ્વામી બુધ સાતમે છે તેથી ને પાપ ગ્રહોના સાથે છે તેથી ધર્મ અને ધાર્મિક બાબતો માટે કોરટ દરબાર તથા બધી લીગલ બાબતો માટે, પરરાજ્યોમાં તોફાનો થાય તથા વહાણની સફરો દરીયાઇ વેપાર, સાયન્સ વીદ્યા નવી શોધખોળ માટે છુટાછવાયાં તોફાનો થાય, તથા અત્રેની પ્રજા બીજા દેશોમાં ધંધા માટે જવાને પ્રવૃત્તિ કરે.

દશમે ભુવને કર્ક રાશી છે તેથી ને આ રાશીનો સ્વામી ચંદ્રમા સાતમે પડેલ છે–મેષ રાશીમાં છે અને સાથે સૂર્ય બુધ રાહુ ને હરષલ પડેલ છે ને આ દશમા ભુવનમાં મંગળ ને ગુરૂ પડેલ છે, દશમેશ ચંદ્ર મંગળ શનિની પાપદ્રષ્ટિમાં છે, આ બધાં કારણોથી રાજા માટે, પ્રેસીડેન્ટ, વાઇસરોય, ગવરનર જનરલ, રોયલ કુટુંબ, ઉમરાવો તથા રાજ્યની લગામ રાખનારાઓ માટે ખરાબ વરતાય. પરંતુ ઉચ્ચનો ગુરૂ છે તે દશમે છે ને દશમેશ ચંદ્ર સાતમે છે ને સપ્તમેશ મંગળ દશમે છે તેનો કાર્કયોગ તે દરેક રીતે બચાવ કરે છે. તે ખરાબ ઓછું વરતાવે ને વિજય આપે. પરંતુ પરરાજ્યોની ધમાલમાં જોડાવું નો પડેજ.

અગીયારમું ભુવન–આ ભુવનમાં સિંહ રાશી છે. તેથી અને તેનો સ્વામી સૂર્ય સાતમે મેષ રાશીમાં–છે સાથે હર્ષલ રાહુ બુધ ને ચંદ્ર પડેલ છે તેથી

પારલામેન્ટની બાબતો, હાઉસ ઓફ કોમન્સને લગતાં કામકાજો માટે ખરાબ વરતાય. તેઓને પરરાજ્યો સાથે મહા મુશીબતમાં આવવું પડે અને તેમાં બહુજ મુશીબત ને વિપત્તિઓમાંથી ઉચ્ચનો સૂર્ય તેઓને છોડાવી દેશે ને વિજય આપશે.

બારમું ભુવન—આ ભુવનમાં કન્યા રાશી છે તેથી ને તેનો સ્વામી બુધ છે તેથી અને તે સાતમે મેષ રાશીમાં છે તેથી ને સાથે સુર્ય હર્ષલ ચંદ્ર રાહુ છે અને આ ભુવનમાં નેપ્ચુન પડેલ છે તેથી ને નેપ્ચુનની ચંદ્ર પર મધ્યમ ખરાબ દ્રષ્ટી છે તેથી જેલ માટે, બંધીખાના માટે, વર્ક હાઉસીસ, હોસ્પીટલો મેડ હાઉસીસ, બદમાસોને સુધારનારા મથકો માટે, ધર્મ ખાતાંઓ, ગુન્હાઓ, બુરાં કામો, જાસુસો અને ખાનગી દુશ્મનો માટે બે ભાગ ખરાબ ને એક ભાગ સારૂં જાય.

## નિરયન પદ્ધતિએ આ વરસનું જનરલ ફળ

આ પદ્ધતિએ આ વરસનો રાજા શુક્ર થાય છે. તેથી પાણીનું સુખ સારૂં થશે અને લોક નિર્ભય બનશે, દ્રવ્ય એકઠું નિર્ભયપણાથી કરશે ને સુખથી રહેશે, ધાન્ય, ગાય, દુધ આ બધાની વૃદ્ધિ થશે. કાઠીયાવાડ, પંજાબ, વરાડ, દીલ્હીનો પુર્વ ભાગ દરભંગા ને રોહિલખંડ ને પટણા શહેરની આસપાસ ખાસ આ શુક્રનું ફળ વરતાશે. બીજા પ્રદેશોમાં મધ્યમ ફળ વરતાશે. આ વરસનો પ્રધાન ચંદ્ર છે તેથી બ્રાહ્મણ ધર્મની વૃદ્ધિ થશે, રાજા, લોકોને આનંદ થશે, ફળ ધાન્યની વૃદ્ધિ થશે, વરસાદ સારો થશે ને જનાવરોને સુખ મળશે. આ ચંદ્ર હિન્દુસ્તાનના પુર્વ દેશોમાં વધારે ફળ આપશે, બીજે મધ્યમ ફળ આપશે.

આ વરસમાં આ દેશને માટે વરસાદનો રાજા ચંદ્રમા છે તેથી, બહાર જબલપુરની બાજુમાં, ગંગાના દક્ષિણ પ્રદેશમાં, અને ગંગા અને શોણ નદીના સંગમની પુર્વે ખાસ વરસાદનું શ્રેષ્ઠ ફળ આપશે. બીજે મધ્યમ ફળ આપશે, ધાન્ય ફળ ફુલ વધશે, વિદ્વાનોને સુખ થશે, નદી કુવા તળાવ વીગેરે ભરેલાં રહેશે. આ વરસે આ દેશ માટે ગુરૂ ધાન્યના પહેલા પાકનો રાજા હોવાથી ગુજરાત કાબુલ ને તુર્કસ્તાનમાં પહેલો પાક સારો ઉતરશે. બીજા પ્રદેશમાં મધ્યમ ઉતરશે, વરસાદ પડી ધાન્ય ખુબ થઇ લોકોને આનંદ કરશે. આ વરસનો રસનો રાજા શનિ હોવાથી કોકણ ને માલવા દેશમાં રસ મોંઘા થશે લોખંડ સસ્તુ થશે, સોનું રૂપું ને પારો મોંઘા થશે. કોકણ ને માળવામાં વરસાદ ઓછો પડશે, ત્યાંના લોકોને પીડા થશે. બીજે ફળ મધ્ય મળશે.

ધાન્યના વરસાદના બીજા પાકનો રાજા મંગળ થાય છે તેથી બીજા પાક માટે કંદમુળ સોંઘાં થશે. પાછળથી કેટલીક જગ્યાએ પાણીની તાણ રહેશે

રાજાઓ યુદ્ધમાં ઉત્સુક થશે. રોગ અને અગ્નિનો ભય રહેશે ગુરૂ આ વરસમાં પંજાબ ને કાશ્મીરમાં સોપારી, રત્ન ધાન્ય ફળ ફુલ આ પદાર્થો પુષ્કળ ઉત્પન્ન કરશે.

તા. ૨૨ જુન ૧૯૩૧ થી લોકોનું કલ્યાણ થશે, સસ્તાઇ થશે, રાજાની કીર્તિ વધશે, સંધિ થશે, તેમનું આયુષ્ય વધશે, સંપ ધાન્ય અને વસ્ત્રની વૃદ્ધિ થશે, રોગ નાશ થશે, ચોરથી ભય ઉત્પન્ન થશે.

આ વરસનું વરસાદનું પ્રમાણ એક આઢક એટલે ૨૪૦ કોસ વિસ્તીર્ણું ૪૦૦ કોસ ઉંચુ. આ પ્રમાણે ત્રણ આઢકમાંથી ૧૦ ભાગ વરસાદ સમુદ્ર પર પડશે—૭ ભાગ નદીઓ ને પર્વતો પર અને ચાર ભાગ ભૂમી પર પડશે. એકંદરે વરસાદ પડી ધાન્ય સારૂં પાકશે, પરંતુ પાછલા ધાન્યમાં થોડો બગાડ થશે ને કોઇ કોઇ જગ્યાએ પાણીની તાણ પડશે ને કોઇ કોઇ જગ્યાએ વરસાદ બહુ જ પડશે.

આ વરસનું ગ્રહણનું ફળઃ—હિન્દુસ્તાનમાં આ વરસમાં ત્રણ ગ્રહણ દેખાવાની વકી છે, બે ચંદ્ર ગ્રહણ ને એક સૂર્ય ગ્રહણ. બે ચંદ્ર ગ્રહણ ખગ્રાસ બરાબર દેખાશે. ને તે આખા હિન્દુસ્તાનમાં દેખાશે ત્યારે એક સૂર્ય ગ્રહણ બનતાં સુધી કલકત્તા, ઢાકા, માંડલે, નેપાલ, ટીબેટ, વિગેરે પ્રદેશોમાં દેખાશે. પહેલું ચંદ્ર ગ્રહણ તા. ૨–૪–૩૧ના રોજ ખગ્રાસ આખા હિન્દુસ્તાનમાં દેખાશે. તેનું ફળ સાયન પદ્ધતિએ ધાન્ય નાશ ને દુકાળ જેવી અસર કરે છે. લોકોમાં માંદગી ઘણી જ આવે, ઉડતા રોગોનો પ્રવેશ થાય, તોફાન ને વંટોળીયા થાય, પવનના જોસથી લોકોને ઘણું સહન કરવું પડે, નિરયન પદ્ધતિએ ખેતી, કવિયો, પંડિતો લેખકો ને ગવૈયાઓને દુઃખ. ટીપરાના લોકો દુઃખી થાય. જે દેશમાં ઘણું ધાન્ય પાકે તે દેશ દુઃખી થાય, ઘણાં મોટાં તોફાનો થાય. દરેક બાબતમાં ઘણું ખરાબ વરતાવે. બીજું ગ્રહણ તા. ૧૭–૪–૩૧નું થાય છે. આ ગ્રહણ સૂર્ય ગ્રહણ છે. તે દિવસના થશે. પણ તે હિન્દુસ્તાનના કલકત્તા, ઢાકા, માંડલે, નેપાલ, ટીબેટ આ દેશોમાં દેખાવા સંભવ છે. બીજા દેશોમાં દેખાશે નહિ. તેનું ફળ જ્યાં દેખાય ત્યાં લડાઇ, ખળભળાટ ગેરસમજુતી, લશ્કરી હીલચાલ તથા હવા પવનનું જોર વધારે, અથવા કોઇ મોટા માણસ કે રાજ્યવંશી કેદ થાય કે તેનું ખૂન થાય કે તે દુઃખી થાય. ગાય ઢોર જનાવરો મરે, પ્રજામાં કચકચાટ થાય, અસંતોષ થાય, લશ્કરી હીલચાલ થાય, લડાઇ થાય, આગ લાગે, તાવ વિગેરે રોગો ફેલાય, મોંઘવારી થાય, ફળફળાદિ રસકસ ઉડી જાય. ઉપલું ફળ જ્યાં ગ્રહણ દેખાય ત્યાં માટે સમજવું. આ બંને ગ્રહણો એપ્રીલમાં છે તેથી સોનું વેચનારાઓને તથા બ્રાહ્મણોને દુઃખ પડે, વિચિત્ર વૃષ્ટિ થાય, કોઇ ઠેકાણે ખૂબ વર-

સાદ પડે, કોઇ દેશમાં બીલકુલ નહી. પોતાની સેનાઓમાં ગરબડ થવાથી રાજાઓનો નાશ થવા સંભવ રહે ને મહા યુદ્ધ થવા સંભવ રહે. આ ફળ બંને ગ્રહણો દેખાય ત્યાં ખાસ સમજવું. નિરયન પદ્ધતિએ સમુદ્ર કિનારા ઉપરના લોકોને દુઃખ પડે તથા સમુદ્રમાંથી ઉત્પન્ન થએલ દ્રવ્ય મોતી ઝવેરાત ને રત્નની તેજી થાય. માતબાર પુરૂષોને તથા બુદ્ધિમાન લોકોને તથા પાણીની આજીવિકા કરનાર લોકોને દુઃખ થાય. આ સમુદ્ર કિનારાનું ફળ તા. ૨૬–૯–૩૧ના ગ્રહણમાં પણ સમજવું. આ ત્રીજું ગ્રહણ ચંદ્ર ગ્રહણ આખા હિન્દુસ્તાનમાં તા. ૨૬–૯–૩૧ના રોજ દેખાશે. તેનું ફળ લોકોમાં તાવનો ઉપદ્રવ ઘણો થાય, જંગલોમાં આગ લાગે, સુકી ચીજો બળી જાય તથા હવા સુકી થઇ જાય.



# સમજુતી ક્યારે થશે?

સાંજ વર્તમાન, સોમવાર, તા. ૨ જી માર્ચ ૧૯૩૧.

શીહોર કાઠિયાવાડવાળા જ્યોતિષી પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ લખી જણાવે છે કે મહાત્મા ગાંધીજીની કુંડલીમાં તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦ થી સૂર્યની મહાદશા ચાલતી હતી તે તા. ૨૮–૨–૩૧ના રોજ રાતના ૯ વાગે ઉતરીને ચંદ્રની દશા બેસી ગઇ છે અને છઠા ચંદ્રના આધારે સમજુતીને વખત આવી લાગ્યો છે. દશા બેઠા પછી ચંદ્રકર્ક રાશીનો પહેલ વહેલો ગયે તા. ૧ લીએ મળસકે શરૂ થયો છે અને સમજુતીનાં વાતાવરણે જોરદાર રૂપ લીધું છે તે ચંદ્ર આજે સોમવારે (તા ૨–૩–૩૧) સાંજે ૬ થી રાત્રે ૯ વાગ્યા સુધી ૨૨ અંશનો થાય છે. કર્કનો ચંદ્ર તા. ૩–૩–૩૧ ની સવાર સુધી રહે છે. તેથી આ ટાઇમમાં સમજુતી થવાનો મજબૂત સંભવ છે. તેમ ન થાય તો થોડા દિવસ પછી તો સમજુતી જરૂર થવી જ જોઇએ.



# મહાત્માએ આશ્રમમાં જવું કે નહિ?

## સ્વરાજ્ય પર લખાયેલ જ્યોતિષના છ લેખોની ખરી પડેલી આગાહી.

મુંબાઇ સમાચાર તા. ૧૦ માર્ચ ૩૧

(લેખકઃ કાઠિયાવાડ શીહોરવાળા જ્યોતિષી પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ.)

રાષ્ટ્રધ્વજનો પાયો નાખ્યો ત્યારથી અત્યાર સુધીમાં મેં આ વિષયપર જ્યોતિષના છ લેખ લખ્યા છે અને તે સર્વ સાચા પડેલા છે, તો તે લેખ પહેલાં સર્વેએ વાંચી જવા જે 'મુંબાઇ સમાચાર'માં પાંચ અને એક 'સાંજ વર્તમાન'માં અનુક્રમે આવેલ છે.

પહેલો લેખ તા. ૨૬ મી જાન્યુઆરી ૧૯૩૦ના રવીવારના 'મુંબઇ સમાચાર'ના પાના ૨૬ પર છે જેનું મથાળું, "રાષ્ટ્રધ્વજનું આરોપણ જ્યોતિષની દૃષ્ટિએ ક્યારે કરવું" એ છે.

બીજો લેખ તા. ૨૦મી માર્ચ ૧૯૩૦ના મુંબઇ સમાચારમાં છે જેમાં મહાત્માજી અમદાવાદ આશ્રમથી નીકળ્યા એ સમયનું ગણિત છે અને જેનું મથાળું "મહાત્મા ગાંધીજીનું ભવિષ્ય" તા ૧ મી માર્ચનું મુહૂર્ત શું બતાવે છે? એ છે. આ લેખ સ્વરાજ્યને માટે પૂર્ણ સાચો પડયો છે.

ત્રીજો લેખ તા. ૨ જી એપ્રીલ ૧૯૩૦ના મુંબઇ સમાચારના પા. ૧૪ ઉપર છે. જેનુ મથાળું "મહાત્મા ગાંધીજીની જન્મ કુંડલી" છે.

ચોથો લેખ તા. ૨૭મી જાન્યુઆરી ૧૯૩૧ના મુંબઇ સમાચારના પા. ૯ ઉપર છે, જેનું મથાળું "મહાત્મા ગાંધીજી તથા પ્રજા પક્ષ–સરકાર વચ્ચે સંધિ થવાની વકી ક્યારે છે?" એ છે. આ લેખ તા. ૨૦ માર્ચ ૧૯૩૦ના લખેલા લેખના મુહૂર્તનું ફરીવારનું સ્પષ્ટીકરણ છે અને જેનું પરિણામ ખાસ ચમત્કારિક આવેલ છે. પાંચમો લેખ તા. ૧૨મી ફેબ્રુઆરી ૧૯૩૧ના 'મુંબાઇ સમાચાર'માં પા. ૯ ઉપર છે જેનું મથાળું "જ્યોતિષની દૃષ્ટિએ ૧૯૩૧નું વર્ષ કેવું જશે? મહાત્માજી અને સરકાર વચ્ચે સંધિ થવાનો જોગ ક્યારે આવે છે?" એ છે.

છઠો લેખ 'સાંજવર્તમાન'માં તા. ૨ જી માર્ચ ૧૯૩૧ પા. ૧૦ ઉપર કોલમ બીજામાં છે. આ નાનો લેખ મહાત્માજી ને વાઇસરોય વચ્ચે આખી રાત ચાલેલી વાટાઘાટ" એ લેખના બીજા કોલમના વચલા ભાગમા મુકવામાં આવ્યો છે.

આ છ લેખો પરથી જ્યોતિષ શાસ્ત્ર પર શ્રદ્ધા બેસતી હોય અને તેમાં રાષ્ટ્રનું હિત સમાએલું હોય એવું મારા લખવા ઉપરથી ધ્યાનમાં આવતું હોય તો મહાત્માજીના અમદાવાદથી નીકળવાના મુહુર્ત ૧૨ મી માર્ચ ૧૯૩૦ સવારના ૬–૩૦ ની કુંડલીથી સૂર્ય દશા ઉતરીને રાષ્ટ્ર માટે પંદર વર્ષની ચંદ્ર દશા તા. ૨૪ ફેબ્રુઆરી ૧૯૩૧ ના રાતના ૯ વાગે બેઠેલ છે તે બેઠા પછી તુરત સંધિ થઇ છે અને દરેક કેદીને છુટા કર્યા છે. આ વાત સત્ય છે તો ઉપર કહેલ ચંદ્રની દશા બેઠા પછી આઠ દિવસની અંદર આટલું જોર કર્યું છે તો પંદર વરસમાં કેટલું જોર કરશે તે વિચાર કરી લેવો અને તે માટે મારી નમ્ર સુચના છે કે આ મહુર્તથીજ સુધરેલો સમય છે તે મુહુર્ત ન વળી જાય તેને માટે મહાત્માજીએ જ્યાં સુધી સ્વરાજના દરેક કાર્યો પુરાં ન થાય ત્યાં સુધી પોતાના આશ્રમમાં જવું નહિ અને જો જશે તો આ મહુર્ત નો લાભ બંધ થઇ જશે તેથી આ સમયે મહાત્માજીએ આ લડતમાં જેને જેને મોટા નુકશાન ગયા છે તેની ફરીયાદો સાંભળવા ફરવું, નજરે જોવું અને તેના ઉપાયો શોધવા તે પ્રજાને માટે ઇષ્ટ છે.

આ લેખ ઉપરાંત શેઠ નરોત્તમ મોરારજી તથા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીનાં મરણ વિષેની ખરી પડેલી આગાહી મારી જ લખેલી હતી, તે ઉપરાંત "શેરબજાર ક્યારે સુધરશે?" એ લેખ પણ બરાબર સાચો ઉતરેલ છે તો આ ઉપરથી જ્યોતિષના પ્રેમીઓ તથા નિરયન ખોટું થઇ ગયેલ છે તે કહેનારાઓને ઉપલા લેખો વાંચવાની મારી નમ્ર વિનંતિ છે. परमेश्वरो वेत्ति



# હજુ તો દોઢ વરસ સુધી મુશ્કીબતો ખડી છે
## તે પછી ફતેહ મળશે.
## શીહોરવાળા જ્યોતિષશાસ્ત્રીનો વર્તારો

**કરાંચી સમાચાર તા. ૨૯ માર્ચ ૧૯૩૧**

[ કરાંચીના ભાઇ હરીરામ મોનજીએ અમારૂં "મુંબઇ સમાચાર" ના ગયા માસમાં પ્રગટ થએલા લેખમાં જ્યોતિષની સત્યતા સંબંધમાં ધ્યાન ખેંચી જણાવ્યું કે શીહોરવાળા જ્યોતિષશાસ્ત્રીએ જે ભવિષ્ય બહાર પાડેલું છે તે અત્યારે ખરૂં પડેલું જણાય છે માટે આ બાબત ઉપર તમો કાંઇ પ્રકાશ નાખો. સદર જ્યોતિષશાસ્ત્રીના ઠામ ઠેકાણા સાથેની હકીકત તમારા પેપરમાં પ્રસિદ્ધ કરો. જ્યોતિષની સત્યતા સંબંધમાં ઘણા મતભેદો છે. પરંતુ એ મતભેદોને બાજુએ મુકી અમે આ બાબતમાં પ્રજાને કેમ અને કેવી રીતે ખબર આપવી તે સબંધમાં વિચાર કરતા હતા એવામાં સદરહુ જ્યોતિષશાસ્ત્રી અમારે ત્યાં ગઇ કાલે આવી ચઢયા અને ચાલુ મહાસભા સંબંધમાં જ્યોતિષ શાસ્ત્રના આધારે તૈયાર કરેલું એક લખાણ છાપવા માટે રજુ કર્યું. આ લખાણ આ નીચે પ્રગટ કરવામાં આવેલું છે. જ્યોતિષ શાસ્ત્રીનું અત્રેનું રહેવાનું સ્થળ પણ બતાવેલું છે અને જે કોઇને કાંઇ શંકા પડતુ લાગતું હશે તે તેઓને મળી સમાધાન કરી શકશે. આ લેખની સત્યતા અગાઉ માફક સિદ્ધ થશે

આ સબંધમાં કરાંચીની પ્રજાને કંઇક જાણવા અને વિચાર કરવા મળે એ હેતુને લક્ષમાં રાખી આ લેખ પ્રગટ કરેલો છે. તંત્રી ક. સ. ]

કોંગ્રેસ કે મહાસભાની શરૂઆત તા. ૨૯-૩-૩૧ના રોજ સાંજના સ્ટા. ટા. ૬ વાગે શરૂ થશે. તો તે કન્યા લગ્ન આવે છે. પહેલે કેતુ કન્યાનો, ચોથે શનિ ધનનો, છઠે શુક્ર કુંભનો, સાતમે સૂર્ય, બુધ અને રાહુ મીનના દશમે મીથુનની, અગીઆરમે ચંદ્ર અને મંગળ કર્કના તથા લગ્નેશ બુધ સાતમે લગ્ને કેતુ ને લગ્નના સ્વામી બુધ સાથે સૂર્યને રાહુ પાપગ્રહો છે. ધનેશ શુક્ર છઠે કુંભનો, તૃતીએશ મંગળ કર્કનો, અગીઆરમે કર્કનો, ને સાથે ચંદ્ર, ચતુર્થેશ ગુરૂ દશમે મિથુનનો, પંચમેશ શનિ ચોથે ધનનો ષષ્ટેશ શનિ ચોથે ધનનો,

સપ્તમેશ ગુરૂ મિથુનનો દશમે, અષ્ટમેશ મંગળ કર્કનો અગીઆરમે ભાગ્યેશ શુક્ર છઠે કુંભનો, દશમેશ બુધ સાતમે મીનનો સાથે રાહુ સૂર્ય, લાભેશ ચંદ્ર કર્કનો સ્વગૃહીને સાથે મંગળ, દ્વાદશેશ સૂર્ય સાતમે છે.

આ ઉપરથી માલુમ પડે છે કે આ વખતે આશ્લેષા નક્ષત્રનો પ્રથમ પાદ છે તેથી અષ્ટોત્તરી માટે સૂર્યની મહાદશા આ શરૂઆતના ટાઇમ ઉપર આવતી હોય અને તે આશરે ૧ાથી ૧ાા વરસ બાકી રહે તો સૂર્ય મીનનો ૧૫ અંશનો છે તેથી ને બારમાનો સ્વામી થઇને સાતમે છે તેથી અને લગ્ને બુધ સાથે છે તથા રાહુ સાથે છે તેથી કોંગ્રેસ કે મહાસભાને અનેક મુશ્કેલીઓ સવા વરસથી દોઢ વરસ સુધી હજુ સહન કરવી જોઇએ ને ત્યાર પછી ચંદ્રની પંદર વરસની દશા મહાસભાને ચંદ્ર અગીઆરમે કર્કનો રહી સર્વ લાભ આપે. લગ્નેશ અને દ્વાદશેશ સાતમે છે તેથી સવા વરસથી દોઢ વરસ સુધી મહાસભાને મોટો ખર્ચ કરાવે, કોમી વિખવાદોના ફેંસલાઓ કરતાં અનેક વિપત્તિઓ રહ્યા કરે. તેના પણ સાથે રાહુ છે તેથી ગ્રહણ યોગ થઇ તેમના પ્રમુખ વલ્લભભાઇ તથા બીજા નેતાઓને આ વરસમાં ઘણું સહન કરવું પડે. પરંતુ લગ્નેશ અને દેશ ભેળા બન્ને બુધ છે તેથી મહાસભાને સરકાર જોઇન્ટ છે તે સિદ્ધ કરી બતાવે છે બંનેને સરખુજ કષ્ટ થાય ને બન્નેની મુસીબતો સવા વરસ સુધી કોમી વિખવાદો દુર કરવામાં જાય, ને પછી ફતેહ મેળવે તેમાં પણ લગ્નેશ ને દશમેશ નીચનો થઇને સાતમે પડે છે તેથી પણ બન્નેને મુશ્કેલીઓ પણ પડે. બુધ-ગુરૂ તથા રવિમેશ લગ્નેશ ને દશમેશનો કારક યોગ હોવાથી છેવટે દરેક કાર્યની સિદ્ધિ થાય.

મહાત્માજીની કુંડલી, વર્ષફળ અને માસફળ ને તેમાંથી ચાલુ દિવસનો ટાઇમ શું દેખાડે છે?

દશા અષ્ટોત્તરી હાલ ગુરૂની ચાલે છે તેમાં ચન્દ્રની અન્તર દશા હજી લગભગ એક વરસ છ માસની સારી છે તે મહાત્માજીના બધા કામ કરે. ૬૨માં વર્ષની કુન્ડલીમાં છઠે માસે ધનનો શનિ છે તેથી ને બારમે ગુરૂ મિથુનનો ને મંગલ છે તેથી આ માસમાં શત્રુઓ થાય, વિપત્તિ આવે ને છઠે શનિ બધી વિપત્તિઓને ધીરે ધીરે દુર કરે કારણ કે બારમે મંગલ ગુરૂ વરસના નવમાં અંશમાં વર્ગોતમી છે તે પણ વિપત્તિઓ લાવે ને દુર કરે.

આ છઠા માસની કુંડલીમા કુંભનો લગ્ન છે, તેનો સ્વામી અગીઆરમે છે ને ચડીને બારમે ગયેલ છે તેથી છઠા માસના બારમાં અઢી દિવસ તા. ૨૯-૩૦ના આવે છે. આ બે દિવસ મહાત્માજીને પ્રજા તરફથી ખરાબ સાંભળવું પડશે. પણ તા. ૩૧-૩-૧૯૩૧થી માસ સાતમાં બેસે છે તેમાં લગ્ને બુધ પડેલ છે તે ત્યારથી ભાષણથી ખરાબ થયેલ દરેક વસ્તુ ધીરે ધીરે સુધારી લેશે ને ગમ ખાઇ રસ્તો લાવશે પણ સમજાવતાં પરિશ્રમ વધારે પડશે.

કોંગ્રેસ કુંડલી ઉપર લગનના સ્વામીની શુભ દૃષ્ટિ પૂર્ણ છે ને શુભ ગૃહો ગુરૂની પા, શુક્રની પોણી અને ચંદ્રની પા મળી સ્વામી દૃષ્ટિ સવા, સવા બે શુભ મળી સવા ત્રણ શુભ દૃષ્ટિછે, ને પાપ દૃષ્ટિ સૂર્યની પૂર્ણ, રાહુની પૂર્ણ, શનિની પૂર્ણ ને મંગળની અડધી મળી સાડા ત્રણ પાપ દૃષ્ટિ છે. આ ઉપરથી પણ નક્કી થાય છે કે આ વરસની કોંગ્રેસને હજી સહન કરવાનું છે. કારણ કે પાપ દૃષ્ટિ વધારે છે ને છેવટ સૂર્યને વિજય મળશે.

વળી વલ્લભભાઇ પટેલને પણ તા. ૧૧–૧–૩૨ પછી વધારે સારા ગૃહો થાય છે એટલે અઢી વરસની પનોતી પુરી થાય છે. તેથી વધારે બળ મળે. મહાત્માજીના નીકળવાના ટાઇમના ત. ૨૮ મી માર્ચ ૧૯૩૧ની કુંડલી જણાવે છે કે તા. ૨૮ ફેબ્રુઆરી ૧૯૩૧ સુધી ચંદ્ર પંદર વરસ સ્વરાજ્યની સારી સ્થિતિ કરશે. બાકીસ જુન ૧૯૩૧ થી વધારે સંધી જોર આપશે અને સવાથી દોઢ વર્ષ પછી ઘણું બળ આપશે.



# આ બાર માસમાં કોંગ્રેસનું શું ફળ આવશે

લેખક:–જ્યો. પં. મગનલાલ ઇશ્વરજી વ્યાસ
ઠે. કરાચી સમાચારની ઓફીસમાં

કરાચી સમાચાર તા. ૧ એપ્રીલ ૧૯૩૧

પ્રિય વાંચક વર્ગ, તા. ૨૯–૩–૧૯૩૧ના કરાચી સમાચારમા મેં મારો લેખ આપેલ, જેમાં લખેલ કે હજી તો દોઢ વરસની મુસીબત ખડી જ છે. તો તે શીરનામાવાળા લેખમાં મહાસભાનું ટુંક વર્ષ ફળ આપેલ. આ વિષયમાં માસફળ છાપવામાં માસ પહેલાનું ફળ છાપતાં ભુલી ગયેલ છે, તે નીચે પ્રમાણે છે. લગ્નેશ વલ્લભભાઇને કરાર યોગ થઇ લાભે વખતે વિજય આપે, ને મહાસભાને બળ આપે ત્યાર પછી તેમાં આપેલ પહેલા માસનું ફળ બીજા માસનું સમજવું, બીજા માસનુ ફળ ત્રીજાનું, ત્રીજા માસનું ફળ ચોથાનું ચોથા માસનુ ફળ પાંચમાનુ, પાંચમા માસનુ ફળ છઠ્ઠાનું, છઠ્ઠા માસનુ ફળ સાતમાનું. સાતમા માસનું ફળ આઠમાનું, આઠમા માસના ફળને બદલે અઠવાડીયાનું ફળ લખ્યું છે તે આઠમા માસનું સમજવું આઠમા માસનું ફળ નવમાનું, નવમા માસનું ફળ દસમાનુ, દસમા માસનુ ફળ અગીઆરમાનુ, અને અગીઆરમા માસનું ફળ બારમાનું ફળ સમજવું, આ પ્રમાણે બાર માસના ફળની કંપોઝીટરોની ભુલો થયેલ હોવાથી તેનું ફળ આજે ફરીવાર વિવણથી લખું છું.

તા. ૨૯–૩–૩૧ ના સાંજના છ વાગે મહાસભા શરૂ થશે. તે પ્રમાણે જાહેર બોર્ડ પર લખાએલ પણ રાષ્ટ્રપતિ મહાસભામાં સવા છ સ્ટાન્ડર્ડ

બીરાજ્યા ને પહેલી સર્વની પ્રાર્થના કલાક ૬-૨૦ મીનીટે શરૂ થઇ તેથી મહાસભાનું કન્યાલગ્ન એ થી ત્રણ અંશનું ગણાય ને તે હિસાબે આશરે ચલિતમાં કેતુ બીજે, શનિ પાંચમે, રાહુ બુધ આઠમે, ગુરૂ દશમાં અગીઆરમાની સંધિ વચ્ચે કે અગીઆરમાં ભાવમાં, મંગળ અગીઆરમે ચંદ્ર અગીઆરમાં બારમાં ભાવની સંધિ વચ્ચે, આજ પ્રમાણે ગ્રહો રહેવા જોઇએ.

ચમત્કારની વાત તો એજ છે કે રાષ્ટ્રનું દરેક કામ કરનાર ચંદ્ર કર્કનો વારંવાર આવે છે. મહાત્માજી અમદાવાદથી તા. ૧૨ માર્ચ ૧૯૩૦ ના નીકળ્યા તે વખતે કર્કનો ચંદ્રમા હતો, ગાંધીજીને ઇરવીન સાહેબની સાંધ વખતે પણ કર્કનો ચંદ્રમા હતો. ને મહાસભાની શરૂઆત તા. ૨૯-૩-૨૧ સાંજના સ્ટાંડર્ડ સવા છ વાગે પણ કર્કનો ચંદ્રમા આવેલ. કર્કનો ચંદ્રમા સ્વગ્રહી હોવાથી ચંદ્ર બળવાન કહેવાય, ને દરેક કાર્ય કરતો આવે છે, આ ઉપરથી પણ મહાસભાનું દરેક કાર્ય સુધરતું આવશે. આ વિષય ઉપરના મુંબઇ સમાચારમાં તા. ૧૦ માર્ચ ૧૯૩૧ પાને અગીઆરમે મહાત્માજીએ આશ્રમમાં જવું કે નહિ, તે વિષયમાં બધા લેખો તારીખવાર આપી દીધા છે. તે વાંચક વર્ગને ઇચ્છા હોય તેમણે વાંચી લેવા, તથા છાપવામાં કોઇ પણ ભુલો થઇ હોય તો સુધારીને વાંચશો ને તેમાં લેખકની ભુલ નથી તેમ સમજી લેશે ને તેને માટે ક્ષમા કરશે.



# કોંગ્રેસ કે મહાસભાના શરૂ થતા ટાઈમ સ્ટા. ૬૧ નું

## તા. ૨૯-૩-૩૧ નું વિશેષ વિવરણ

લેખક-જ્યો. પં. મગનલાલ ઇશ્વરજી વ્યાસ સીહોરવાળા (કાઠીયાવાડ)

**કરાંચી સમાચાર તા. ૨ એપ્રીલ ૧૯૩૧**

માસ પહેલો, તેનું ફળ-કોંગ્રેસની બુદ્ધિમાં વધારો થાય, કેતુ ચાલીસ ટકા મહાસભાને તકલીફ આપે, કોંગ્રેસને મુસાફરીઓ કરવી પડે, ને ૬૦ ટકા સારૂં ખરાબ બન્ને વર્તાવે. બુધ ગુરૂનો કારક યોગ સરકાર ને મહાસભાનો સબંધ જોરદાર વધારતો આવે, અનેક મુસીબતોમાંથી પસાર થઇ કોંગ્રેસ ધીરે ધીરે વિજય મેળવે. ફળ પહેલા અઢી દીવસ ને પહેલા માસમાં મળે.

માસ બીજો-આ માસમાં કોંગ્રેસને ધન મળે તેને માથે શત્રુ થાય, ઉચ્ચ કોમના ધન માટે શત્રુ થાય, નીચ કોમના જમીન માટે શત્રુ થાય,

મિત્ર શત્રુ થાય પૈસા લાભ મેળવવા માટે ખર્ચાય ધન મળે ને ખર્ચાય ને મોટા ખર્ચ થાય.

માસ ત્રીજો—આ માસમાં મહાસભા નોકર ચાકરોથી સારો લાભ અને પરાક્રમ મેળવે પણ પ્રમાણમાં ઓછો લાભ મળે. લાભ અપાવીને ખર્ચાવે. ૦ાા ભાગ પરાક્રમ કરાવે ને શ્રેષ્ઠ લાભ અપાવે. ચંદ્ર બુધ ને શુક્ર પરાક્રમ ને નોકર ચાકરમાં વધારો કરે જ્યારે સૂર્ય રાહુ ને શનિ પોત પોતાની દૃષ્ટિ પ્રમાણે નોકર ચાકરને કષ્ટ આપી પરાક્રમ વધારે.

માસ ચોથો—આ માસમાં મહાસભાને જમીનને મિત્રો માટે રાજ્યમાં વધારે કામ કરવું પડશે. થોડું દુઃખ પણ ભોગવવું પડશે. કોમી વિખવાદોમાં વધારે ઉતરવુ પડશે. મિત્ર શત્રુ થશે તેનું પરિણામ ૪૦ ટકા રહેશે. ને આ માસના પહેલા અઢી દિવસ ને આઠમા અઢી દિવસ મહાસભા માટે ખરાબ જાય. એકંદર સુખ દૃષ્ટી ઓછી હોવાથી પણ માસમાં મહાસભાને દુઃખ સહન કરવું પડશે. પણ બુધ ગુરૂનેઃ કારક યોગ તેમાંથી પણ વિજય આપશે.

માસ પાંચમો—આ માસમાં રાજ્યને ૬૦ ટકા સહન કરવું પડશે. મહાસભાના સંતાનોને તથા બુદ્ધિને થોડું ઘણું કષ્ટ થાય ને આ માસમાં રાજ્ય ભય પણ વર્તાવવાનો સંભવ તેથી સંભાળતા રહેવાનું. માનસિક ચિંતા કરાવે. એકંદર માસ ૪૦ ટકા સારો, ૬૦ ટકા ખરાબ છે.

માસ છઠો—આ માસમાં મિત્ર શત્રુ થાય, રોગ, શત્રુ માટે વધારે ખર્ચ થાય, નવી નવી હોસ્પીટલોમાં વધારો કરવો પડે, તેને માટે શત્રુ થાય, ધન માટે ખાસ શત્રુઓ થાય, ને ભાગ્યોદય ધર્મ મુસાફરી માટે પણ શત્રુઓ થાય. શત્રુઓથી ભાગ્યોદયને ધન થોડું મળે, માસમાં ગુરૂ ચંદ્ર શત્રુ ઉત્પન્ન કરે છે ને મંગળ નાશ કરે છે.

માસ સાતમો— આ માસમાં રાજ્યની સાથે તથા વેપારીઓ સાથે મહાસભાને ઘણું કામ કરવું પડશે. કોમી વિખવાદો પણ આજ માસમાં વધવાના. આ માસમાં સૂર્ય ૧૦૦ ટકા મહાસભાને કષ્ટ આપશે. ને ખર્ચ કરાવે, રાહુ ૪૦ ટકા કષ્ટ આપે, ગુરૂ બુધ કષ્ટમાંથી છોડાવે, શનિ મંગળ મહાસભાને દુઃખ આપે ને મહાસભાને મુસાફરીઓ વધારે કરાવે.

માસ આઠમો— આ માસમાં બુધ સર્વ કામની સિદ્ધિ કરે. રાહુ ૬૦ ટકા દુઃખ આપે, ચંદ્ર મંગળ મહાસભાનું આયુષ્ય વધારે, ઘાતાદિ યોગો પસાર કરે ને લાભ આપે.

માસ નવમો—આ માસમાં શત્રુઓ થાય, ૦ાા ભાગ મુસાફરી થાય, ભાગ્યોદય કરે, મિત્ર શત્રુ થાય, ૦ાા ભાગ શત્રુઓનો નાશ થાય.

માસ દસમો—આ માસમાં રાજ્ય, પ્રજા અને વેપારીઓનો પરસ્પર સંબંધ વધતો જાય, મહાસભા ૪૦ ટકા સરકારમાં માન મેળવે, ૬૦ ટકા લાભ મેળવે, વેપાર ખીલવવાના સરળ રસ્તાઓ શોધે, કોમી વિખવાદો વધે પણ ધીરે ધીરે સારા થતા જાય. આ માસમાં સરકારને ૧૫ થી ૨૦ દિવસની અંદર થોડું દુઃખ પણ થાય, એકંદર મહાસભા થોડું દુઃખ ભોગવે, અંતે વિજય મેળવે ને થોડો લાભ પણ મેળવે.

માસ અગીઆરમો— આ માસમાં મંગળ અગીઆરમે હોવાથી મહાસભા મહા પરાક્રમ કરે ને તેમને રાજ્ય તરફથી લાભ સારો મળવાની આશા બંધાય, પણ થોડો મળે તે ધીરે ધીરે વધતો જાય. આ માસમાં ચંદ્ર સ્વગ્રહી છે પણ ચલીને અગીઆરમા—બારમાની સંધિમાં હોવાથી સવા દોઢ વરસ પછી ૧૫ વરસ ૪૦ થી ૫૦ ટકા લાભ આપ્યા કરે.

માસ બારમો—આ માસમાં મહાસભાને મોટો ખર્ચ થાય, રાજ્ય તથા કોમી વિખવાદોમાં સારી રીતે સંડોવાવું પડે, મિત્ર શત્રુ થાય, ને રાજ્યમાં પણ મુશ્કેલી-બની પડે, વેપારીઓને ત્રાસ પડે, પણ તે પણ બુધ ગુરૂ ધીરે ધીરે સુધારી આપે છે.

## કોંગ્રેસનું ૪૫ મું વરસ કેવું જશે?

આ વરસે મુંથા નવમે પડેલી હોવાથી ભાગ્યોદયની શરૂઆતને મુસાફરી-વાળું કોંગ્રેસનું વરસ જાય.

મહાત્માજીની જન્મકુંડલીમાં રાજ્ય ભુવનમાં કર્ક રાશી આવેલ હોવાથી મહાત્માજી રાજ્ય સામેનું દરેક કામ દશમાનો પતિ ચંદ્ર દશમે આવે તેથી શરૂઆતમાં સારૂં કરી શકે. ૧૯૮૭ના જેઠ વદ પાંચમ પછી મહાત્માજીની જન્મકુંડલીમાં દશમે રાજ્ય ભુવનમાં ગુરૂ આવીને રાજ્યમાન સંપૂર્ણ ભોગવે ને સ્વરાજ્યના દરેક કાર્યોમાં રાજ્ય પાસેથી સારી મદદ મેળવે, પણ તેજ ગુરૂ મહાત્માજીની જન્મરાશી સિંહથી બારમે ગોચરમાં આવતો હોવાથી મહાત્માજીને માનસિક ચિંતા કરાવે અને અનેક વિપત્તિઓમાં લાવ્યા કરે, પણ છેવટે ધીરે ધીરે તે મુશ્કેલીઓ દૂર કરી ગુરૂમાં ચંદ્રની અંતર ૧॥ વરસ અંદર મહાત્માજીને પોતાના કાર્યમાં ઘણોખરો વિજય આપે. ૧૯૮૭ના જેઠ વદ પાંચમ પછી બારમો ગુરૂ મહાત્માજીને બેસતો હોવાથી કોઇ કોઇ વખત તબીયતને બગાડે તેનાથી સંભાળતા રહેવાનું. શત્રુઓ તો થયા જ કરે, પણ તે બધા નાશ થઇ જાય. સ્વરાજ્યમાં ડગલે ડગલે કર્કરાશી શરૂઆ-

તમાં આવતી હોવાથી ૧૯૮૭ના જેઠ વદ પાંચમ પછીથી કર્ક રાશીનો ગુરૂ થશે ત્યારે સ્વરાજ્યનુ ધીરેધીરે સ્વરૂપ વધારે જોરમાં આવતું જશે, ને પોતાના દરેક કામમાં વૃદ્ધિ થતી જશે. મહાત્માજીનો જન્મથી આઠમો માસ તા. ૩૦-૪-૩૧ થી ૩૦-૫-૩૧ સુધીમાં તબીયત બગડવાના યોગો હોવાથી સંભાળતા રહેવું.



# કોંગ્રેસ કે મહાસભાના શરૂ થતા ટાઈમ સ્ટાન્ડર્ડ ૬ા

## તા. ૨૯-૩-૩૧ના સમયના ગ્રહોનું દિગદર્શન

કરાચી સમાચાર શનિવાર તા. ૪ એપ્રીલ ૧૯૩૧.

સૂર્ય સાતમે. કોંગ્રેસને થોડું સહન કરવું પડશે, થોડો લાભ મળશે તથા તેમના નેતાઓને સરકાર પાસેથી કેમ લાભ મેળવવો તે વિચારમાં કંઇ પણ નહિ આવે. કીર્તિ મેળવશે, નેતાઓને ભય પણ રહેશે, ને સરકારના ક્રોધથી જે દુ:ખ ઉત્પન્ન થશે તેથી ચિંતા પણ રહ્યા કરશે. પણ સૂર્ય મીનનો છે તેથી ને સાતમે છે તેથી કોંગ્રેસને થોડું ધન પણ મળે, નમ્રતામાં વૃદ્ધિ થાય, ને કોંગ્રેસના નેતાઓ સદાચરણ રાખશે તો શ્રેષ્ઠ ગણાતા થશે. ફળ પહેલો માસ સાતમો માસ ને બારમો માસ મળે.

ચંદ્ર અગીયારમા બારમા સંધિ વચ્ચે હોવાથી સરકાર તરફથી મોટા અધિકારો પણ થોડા પ્રમાણમાં મળે એટલે કોંગ્રેસ મેળવશે, કોંગ્રેસની યશ આબરૂ વધશે, ધારેલા લાભો થોડા પ્રમાણમાં મેળવે, માન મેળવે, થોડું ધન પણ મળે, નેતાઓને વાહન સુખ મળે. મધ્યમ લાભો ને મધ્યમ ગુણો મેળવે. ને મધ્યમ પ્રમાણમાં નેતાઓ પ્રસન્ન રહે.

કર્કનો ચંદ્ર છે તેથી ને અગીયારમા બારમા બંને ભાવની સંધી વચ્ચે રહેલ છે. તેથી કોંગ્રેસના નેતાઓ હજારો કાર્યમાં ગુંથાએલા રહે, પ્રધાન (વાઇસરોયના હાથ નીચેના અધિકારીઓ) કે સરકારના હિન્દિ પ્રધાન અથવા ન્યાય આપનારાઓ થશે. પરિણામ સારૂં આવશે, ખર્ચવાળાને નવીન વિચાર વાળાઓ થશે. આ બધું ૩૫ ૪૦ થી ૫૦ ટકા પરિણામ સમજવું. કારણ કે ચંદ્ર બે ભાવની સંધિમાં છે તથા આ ફળ અગીઆરમાના ઉતરતાં ને

બારમા માસના બેસતાં મળવા સંભવ તથા ૧થી ૧ા વરસ પછી ૧૫ વરસ ચંદ્ર દશા અંતર દશામાં ફળ મળે. મંગળ અગીયારમે છે તેથી કોંગ્રેસના નેતાઓ, દુશ્મનને દુઃખી કરનાર, ગમે તેવા ખરાબ હોય પણ પ્રતાપથી કીર્તિ મેળવશે. થોડું હિન્દુસ્તાનને વેપારનું સુખ પણ કરી દેશે પણ જો ઠગાઇ કરશે તો તે મેળવેલાંનો નાશ થશે. દરેક વસ્તુનો લાભ કોંગ્રેસ મધ્યમ પ્રમાણમાં મેળવશે. સારૂં માનપાન મેળવશે. અને સરકારની પ્રસન્નતાથી શ્રેષ્ટ કૌતક પ્રાપ્ત થાય ને મંગળ થાય. કર્કનો મંગળ અગીઆરમે છે તેથી ધન ધાન્યને સુખવાળા ને શત્રુના પક્ષનો નાશ કરનાર નેતોઓ થાય. ફળ ત્રીજે આઠમે ને અગીઆ-રમે માસે તેમાં પણ અગીયારમે માસે વધારે સારૂં મળે. તથા મંગળ દશા અંતર દશામાં ફળ મળે. આ ત્રીજે આઠમે અગીયારમે વચ્ચે પણ મળે. બુધ આઠમે છે તેથી કોંગ્રેસ લાંબી આવરદા ભોગવશે. દેશ વિદેશમાં કીર્તિ ફેલાવશે હિન્દુસ્તાનના વેપારથી અથવા સરકાર પાસેથી લક્ષ્મી મેળવશે ને નેતાઓની બુદ્ધિમાં વધારો થતો જશે. સરકાર પાસેથી સર્વ સિદ્ધિ મેળવે અને નેતાઓ આપસ આપસમાં વિરોધ કરવાવાળા થાય. ફળ પહેલો—સાતમો ને દશમો માસ મધ્યમ મળે ને ૨૪ વરસ પછીથી પુર્ણ મળે એટલે બુધ દશા અંતર દશામાં પૂર્ણ મળે.

તથા પહેલે સાતમે ને દશમે વરસે પણ ફળ મળે, તથા મીનનો બુધ છે તેથી કોંગ્રેસ લાંબી આયુષ્ય ભોગવે પણ પરાશ્રયી થઇને ભોગવે.

ગુરૂ દશમા અગીયારમાની સંધિમાં કે અગીયારમે કોંગ્રેસ પોતાનું ધજાવાવટા કચેરી વાળું ચિત્રશાળા સહીતનું એક મોટું હિન્દુસ્તાનમાં ઘર બનાવશે. ને આગલી કોંગ્રેસો કરતાં વધારે તેજસ્વી નીકળશે. રાજાનાં ચિહનવાળી, ને ઉત્તમ વાહન મિત્ર, લક્ષ્મી વિગેરે સર્વે સુખવાળી, જગતમાં યશની વૃદ્ધિવાળી ને વિજય પ્રાપ્ત કરવાવાળી કોંગ્રેસ નીકળશે. ફળ ૪૦ ટકા તથા દરેક ચીજ મેળવનારી આઠ મુનીશ્વરો ને બુદ્ધિમાન તરીકે બહાર આવનારી ને હિન્દુ-સ્તાનનો ખર્ચ નિર્વાહ ચલાવી તેમને સુખી કરનારી દેશ ભકતોથી સુખી, ને તેનું એટલે કોંગ્રેસનું ધન પરોપકાર કે વૈભવ ભોગવવામાં નહિ ખર્ચતાં લોભી થશે ૩૫–૬૦ ટકા મળે. તથા બળને અર્થની પ્રાપ્તિવાળી તમામ ચીજો મેળવનારી તેથી રાજાની પ્રસન્નતાવાળી કોંગ્રેસ થશે. ગુરૂ મિથુનરાશીનો છે, તેથી કોંગ્રેસ હિન્દુસ્તાનનું દીવાનપદ્દ મેળવે પૈસા મેળવે ને પુરૂષાર્થ કરે. દયાવાળી શાંત પ્રકૃતિવાળી, સ્વધર્મોમાં લાગણીવાળી ને દેવગુરૂ પાસે વિનયવાળી એવા લક્ષણુની થાય ફળ—ચોથા—સાતમા—ને દશમાં માસમાં તથા ગુરૂ દશા અંતરદ-શામાં મળે ને અગીયારમા માસમાં પણુ મળે. અથવા ચોથું સાતમુ કે દશમાં કે અગીયારમાં વરસમાં પણુ ફળ મળે.

શુક્ર છઠ્ઠે છે તેથી ઘણા શત્રુવાળી ખર્ચ કરનારી મેળવેલા કામોનો નાશ કરનારી (એવા ભયવાળી) સંતાપ પામનારી, અને વડીલોનાં સુખરહિતની, નિર્બળતાવાળી ને શત્રુના ભયવાળી કોંગ્રેસ થાય. કુંભનો શુક્ર છઠ્ઠે છે તેથી મિત્ર શત્રુવાળી કોંગ્રેસ થાય ફળ પહેલા માસના બીજા છઠ્ઠા ને નવમા અઢી અઢી દીવસમાં બીજા છઠ્ઠા ને નવમા વરસમાં તથા શુક્ર દશા અંતર દશામાં ફળમળે.

શનિ ચોથે છે ને તેથી સર્વ લોકોમાં નિંદા કરાવે, સ્થાન નાશ કરવાનો ભય કર્યા કરે સર્વને દુઃખ ઉત્પન્ન થવાનો ભય દેખાડે મિત્ર શત્રુ થાય, બળહીન નેતાઓ આપસ આપસમાં મલીનતા રાખે પણ છેવટે શીળવાન થાય. પણ ધનનો શનિ છે તેથી તે બધી મુશીબતીઓ દૂર થઇ સર્વ જગ્યાએ માન પામે ને દરેક રીતે સુખી કરે. ફળ ૪૦ ટકા.

શનિ ચળીને પાંચમે ગએલ છે તેથી કોંગ્રેસના નેતાઓને માનસિક દુઃખ રહ્યા કરે રાજ્યનો ભય રહ્યા કરે. ધન નાશ થવાનો ભય રહ્યા કરે ને નેતાઓને ખરાબ બુદ્ધિવાળા દેવતાઓને વેદ શાસ્ત્રો ને પુરાણોને માનવાની બુદ્ધિવાળા કરે નહિ. અથવા તેવા ગ્રંથો પર ઓછી પ્રીત રાખનારાઓ કરે ને મિત્ર સાથે કલેશ કરનાર નેતાઓ આ ટાઇમે થાય બળહીન નેતાઓ બને પરંતુ ધનનો શનિ પાંચમે છે તેથી ઉપલું ફળ સુધારી સારી આબરૂ પાછળથી કોંગ્રેસની વધે. ફળ ૬૦ ટકા મળે ચોથા પાંચમા છઠ્ઠા માસમાં તથા ચોથા પાંચમા છઠ્ઠા વરસમાં કે શનિ દશા અંતરદશામાં ફળ મળે. રાહુ આઠમે, પરિશ્રમ પ્રમાણે ફળ આપશે નહિ માણસોથી વેર કરાવે, રાજાઓને પંડિતો કોંગ્રેસને માનશે. પ્રજા કોઇ કોઇ વાર નિંદા પણ કરશે, મળવાનો સમય એક વખત મળે, નુકશાન વધારે વખત કરે. ફળ સાતમા આઠમાં વરસમાં મળે.

કેતુ બીજે. ધન વીગેરેમાં રાજાથી કે સરકારથી નહિ ગભરાનારને આપસ આપસમાં વિરોધવાળી કોંગ્રેસ થાય. ફળ, બીજે માસે ૬૦ ટકા ફળ આપે ને પહેલે માસે ૪૦ ટકા કોંગ્રેસના બોડીને કષ્ટ પડે. ફળ પેલે તથા બીજે માસે પહેલે તથા બીજે વરસે ને કેતુ દશા અંતરદશામાં મળે.



# ગાંધીજી માટે જાણીતા જ્યોતિષિની આગાહી

## તેમની તબીયતમાં ભારે બગાડો થશે

## એમની આગલી આગાહીઓ ખરી પડી હોવાથી

## સંભાળની દેખાતી જરૂર

[ લેખક :—જ્યોતિષિ પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ; શીહોર કાઠિયાવ ડવ.ળા ]

" પારસી સંસાર " અને " લોક સેવક " તા. ૧૧મી એપ્રીલ ૧૯૩૧

હિન્દુસ્તાનની મહાન વ્યક્તિ જે મહાત્મા ગાંધીજી છે તેમનો આ સાતમો માસ સંવત ૧૯૮૭ શકે ૧૮૫૩ના ચૈત્ર સુદી બારશ ને મંગળવારે સૂર્યોદયા-દિષ્ટ ઘટીકા ૩ પલાનિ ૨૨ સમયે તા. ૩૧–૩–૧૯૩૧ના રોજ બેઠો છે. સુ. ૧૧–૧૬ લગ્ન ૦–૧૧.

આ સાતમા માસની કુંડળી નીચે મુજબ છે. આ માસનું મેષ લગ્ન છે. પહેલે બુધ મેષનો, ત્રીજે ગુરૂ મીથુનનો, ચોથે મંગળ કર્કનો પાંચમે ચંદ્ર સિંહનો છઠ્ઠે કેતુ કન્યાનો, આઠમે મુંથા વૃશ્ચિકનો; નવમે શનિ ધનનો, અગીઆરમે શુક્ર કુંભનો અને બારમે રાહુ સૂર્ય મીનનો. આ પ્રમાણે આ માસના ગ્રહો છે ને ચલિતમાં ફક્ત શનિ લગભગ દશમે આવશે.

આ માસમાં તા. ૩૧–૩–૩૧થી સ્ટા. ટા. ૮ વાગ્યા પછીથી પહેલા અઢી દિવસમાં મહાત્માજી પોતાના ભાષણથી દરેક ચીજ સુધારી નાખે પણ તેમને ઘણો પરિશ્રમ પડે; તેને લઇને થોડી તબીયત બગડે. બીજા અઢી દિવસ તા. ૨જી એપ્રીલ બપોરના ૨ વાગ્યા પછીથી ધનલાભ સારો થાય, મુસાફરી કરે. ત્રીજા અઢી દિવસ તા. ૪થીના સવારના આઠ વાગ્યા પછીથી ભાષણ કરવું પડે ને કોમીવાદોને સમજાવતાં તબીયત મધ્યમ બગડે ને સારી થઇ જાય, મુસાફરી કરવી પડે; ખર્ચ પણ કરવો પડે, ધાર્મિક ભાષણ કરવું પડે.

તા. ૬ ઠીના બપોરના બે વાગ્યા પછીથી ચોથા અઢી વરસ તબીયત બગડે, છતાં પણ ભાષણ માં તો જવું પડે. ખાસ તબીયત બગડે; તા. ૯ મીના સવારના ૮ વાગ્યા પછી પાંચમો અઢી દિવસ સંતાનની તબીયત બગડે કે બુદ્ધિ બે ભાગ ચાલે નહિ યા સ્ત્રીની તબીયત બગડે તા. ૧૧ મીના બપો-રના બે વાગ્યા પછી છઠ્ઠા અઢી દિવસ કોમી વિખવાદ માટે ભાષણ કરવું પડે, તેમાં તબીયત બગડે ને પરિશ્રમ પડે; પણ સર્વને ખુશી કરે. શત્રુ થાય ને નાશ થાય. તા. ૧૪મી સવારના ૮ વાગ્યા પછીથી સાતમા અઢી દિવસ સ્ત્રી સુખ એટલે સ્ત્રી સાથે હોય અથવા ધન લાભ થાય; થોડી શાંતિ મળે પણ ભાષણની પ્રવૃત્તિ કાયમની રહ્યાં કરે.

તા. ૧૬ મીના બપોરના બે વાગ્યા પછીથી આઠમા અઢી દિવસ ગાંધીજીની ખાસ તબીયત બગડે. આ સમયે મુસાફરી ન કરવી એ વધારે સારૂં છે. કારણ કે મુંથા આઠમે છે ને મુંથેશ ચોથે નીચનો છે. તા, ૧૯ મીના સવારના ૮ વાગ્યા પછીથી નવમા અઢી દિવસ વાઇસરોય સાથે કોમી ધાર્મિક વાદવિવાદની પ્રવૃત્તિમાં રહેવું પડે ને તબીયત સાધારણ નબળી રહે ને વાઇસરોય પાસે જવું પડે. તા. ૨૧ મીના બપોરના બે વાગ્યા પછીથી દશમો અઢી દિવસ વાઇસરોયની સાથે કોમી વિખવાદનો નિવેડો લાવવા માટે ખાસ વાતચીતમાં જોડાવું પડે. ૬૦ ટકા વાઇસરોયને રાજી કરે.

તા. ૨૪ મીના સવારના આઠ વાગ્યા પછીથી અગીયારમાં અઢી દિવસ ધન મળે, લાભ મળેઃ ને વાઇરોય સાથે પણ વાતોમાં જોડાવું પડે. તા. ૨૬ મીના બપોરના બે વાગ્યા પછીથી બારમા અઢી દિવસ ધાર્મિક વિખવાદોમાં ત્રાસ પડે, મુસાફરી કરવી પડે, તબીયત બગડે; બુદ્ધિ ત્રણ ભાગમાંથી બે ભાગમાં ચાલે નહિઃ અથવા સંતાનની તબીયત બગડે. વિપત્તિ આવે.

આ માસમાં લગભગ આ પ્રમાણે થવું જોઇએ. આ રીતે હજી ૫ માસ સુધી ગાંધીજીની તબીયત થોડી ઘણી નરમ રહ્યા જ કરશે એવો સંભવ દેખાય છે. અત્યારે તો ગાંધીજીની સિંહરાશી ઉપરથી પણ તેમને બારમે મંગળ ને આઠમે સૂર્ય રાહુ હોઇને માસ કુંડળી ને રાશી કુંડળી બંને બગડેલી હોવાથી તબીયત બગડયા કરે એ વાસ્તાવિક છે પણ તા. ૧૪–૪–૩૧ પછી સૂર્ય તેમની સિંહ રાશીથી આઠમેથી નીકળી જશે ને રાહુથી છુટો થશે એટલે થોડું સારૂં વર્તાશે પરંતુ અષ્ટોતરી માટે ગુરૂની મહા દશામાં ચંદ્રની અંતર દશા હજુ એક વરસ પાંચ માસથી વધુ સારી છે તેથી કશી ફીકર કરવા જેવું નથી.

ગાંધીજીની કુંડળીમાં છઠે મીન રાશી છે તેથી અને હાલ ચંદ્રમા ગુરૂની અંતર ચાલે છે ને ગુરૂ રોગ ભુવનનો પતિ છે તેથી પણ તબીયત બગડે. વળી રોગ ભુવનમાં રાહુ છે, સૂર્ય ભેગા થાય છે તેથી પણ તબીયત બગડવા સંભવ છે.

આઠમે માસે લગ્ને શનિ બારમાનો સ્વામી આઠમે મંગળ નીચનો પડેલ છે અષ્ટમેશ ચંદ્ર દશમે શત્રુના ઘરમાં છે તેથી આઠમા માસમાં તબીયત બગડે અથવા રાજ્યથી પોતાને વિપત્તિ આવે એવો સંભવ છે.

ગાંધીજી આ ૬૨ માં વરસથી ત્રીપતાતામાં ચંદરે શનિ તથા રાહુનો વેધ કરેલ છે તથી રીષ્ટ તુલ્ય કષ્ટ ને દુઃખ થાય. ચોથો ને આઠમો માસ અથવા શનિ છઠે–સાતમે–આઠમે માસે દુઃખ આપે; રાહુ દશમે માસે કષ્ટ આપે ને મંગળ બારમે કષ્ટ આપે.

સ્વરાજ્ય વિષય ઉપરના મારા લેખો મુંબઇના તેમ જ સ્થાનિક પત્રોમાં પ્રગટ થયા છે જે જેમણે વાંચ્યા હશે તેમને તેની સત્યતાની ખાત્રી થઇ ચુકી હશે.

ગાંધીજી આ માસમાં બીમાર થશે એ વાત મેં પહેલાં જ જણાવી હતી અને દીલ્હીથી તેને ટેકો આપનારા તાર પાછળથી મળેલા જનતાની જાણમાં હશે.

(આ લેખના લેખક પંડિત મગનલાલ ઇશ્વરજી બ્યાસ અત્રે ત્રણ ચાર દીવસ રોકાવાના છે. તેમનું ઠેકાણું "કરાચી સમાચાર"નું છે અધિપતિ પા. સં.)



# ગાંધીજીનું ૬૨મું વરસ કેવું જશે તેનું વર્ણન

**કરાંચી સમાચાર તા. ૧૨ એપ્રીલ ૧૯૩૧**

ગાંધીજીના ૬૨મા વરસની કુંડળીમાં કર્ક લગ્ન છે, ત્રીજે કન્યાનો બુધ ને સૂર્ય છે, ચોથે તુલાનો શુક્ર ને કેતુ છે, પાંચમે વૃશ્ચીકની મુંથા છે, દશમે મેષનો રાહુ છે, બારમે મીથુનનો મંગળ ને ગુરૂ છે. ચલીતમાં બુધ બીજે, સુર્ય કેતુ ત્રીજે, શુક્ર ચોથે, શની છઠે, ચંદ્ર સાતમે, રાહુ નવમે છે, ને મંગળ ગુરૂ બારમે છે, નવ માસમાં રાહુ ગુરૂ મંગળ વર્ગોતમી છે.

તા. ૩-૧૦-૩૦, ૧૯૮૬ના આશો સુદી ૧૧ને શુક્રવારે ઇષ્ટઘડી-૫૦-૧૩-૩૦ સમયે ગાંધીજીને ૬૨મું વરસ બેઠું

લગ્નનો સ્વામી આઠમે આ વરસમાં ગએલ હોવાથી આઠમું ભુવન કેદ ખાનામાં લગ્નનો સ્વામી ગએલ તેથી ગાંધીજી કેદખાનામાં વરસ બેઠું ત્યારે હતા.

મુંથા ચળીને ચોથે તુલાના શુક્ર સાથે આવેલ તેથી વરસમાં ખાસ મુંથા કામ કરે તે પ્રમાણે ચોથે માસે ગાંધીજી છુટયા, પાંચમાં માસનો સ્વામી મં-ગળ તે દશમા માસનો પણ સ્વામી થાય છે ને બારમે વર્ગોત્તમી થઇને મંગળ ગુરૂ પડયા છે ને દશમે વર્ગો-તમી રાહુ છે તેથી પાચમાં માસે રાજ્યની સાથે સંધી માટે જોરદાર વાતો ચાલી અને છઠે માસે છઠાનો પતિ ગુરૂને સાથે મંગળ બન્ને વર્ગોત્તમી હોવાથીને છઠો શનિ હોવાથી સંધી કરવામાં ગાંધીજીને વિજય મળ્યો પણ છઠાનો પતિ બારમે ગયેલ હોવાથી ને બારમે મંગળગુરૂ હોવાથી ખોટા અપવાદો સાંભળવા પડયા અને શત્રુઓ થયા ને ભાષણ કરતાં તબીયત શીથીલ ધીરે ધીરે કરી, સાતમે માસે ચલીને ચંદ્રમા આવેલ હોવાથી મહાસભામાં ભાષણથી સર્વ સુધારી વિજય લીધો, પણ તેજ ચંદ્ર વષમાં આઠમે હોવાથી સાતમો આઠમો માસ તબીયત નરમ ગરમ રહે. નવમો માસ મોટી મુસાફરીનો ને ખર્ચનો જાય ને વિજય આપે. દસમે માસે સરકાર સાથે વાદ

વિવાદમાં સ્વરાજ માટે જાય ને અતિ પરીશ્રમે વિજય મેળવે પણ તબીયત લથડયા કરે. અગીયારમે માસે જમીનનો ને મિત્રો માટેનો લાભ સારો મેળવી આપે, ને બારમે માસે અનેક વિપત્તિઓ પાછી કોમીવાદીની ને સરકાર વચ્ચેની ઉભી રહે, તેમાં પણ છેવટે અતિ મુશ્કેલીએ સારો ઉકેલ કરે, કારણ કે બારમે ગુરૂ મંગળ વર્ગોત્તમી ને દ્વાદશેશ ત્રીજે ઉચ્ચનો છે ને હાલ ગુરૂમાં ચંદ્રની અંતર ૧ વરસ પાંચ માસ બાકી હોવાથી દરેક રીતે ફતેહમંદ થતા જાય, પણ બારમે માસે તબીયત શીથીલ રહયા કરે તેનાથી સંભાળતા રહેવાનું.

લેખકઃ—

જ્યો. પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસ

શીહોર–કાઠિયાવાડવાળા

ઠે–સ્વદેશી મારકીટ–મુંબાઇ



# જ્યોતીષ વિદ્યાના પ્રેમી બે ભાટીયા નરરત્નો

## તેમના મરણ વિષેની ખરી પડેલી શાસ્ત્રોકત આગાહી. તેમની જન્મોત્રી અને વર્ષફળની હકીકત

### મુકાયેલા પ્રશ્ન ઉપરથી ભાખેલું ભવિષ્ય ખરૂં પડયું. તેમની થોકબંધ જન્મોત્રીઓ જોશીઓના અભ્યાસ માટે જાહેર લાયબ્રેરીમાં મુકવાની ભલામણ.

**મુંબાઇ સમાચાર, શનિવાર તારીખ ૧૬ મી નવેમ્બર, ૧૯૨૯**

સ્વર્ગસ્થ શેઠો નરોતમ મોરારજી ગોકળદાસ અને પરશોતમ વીશ્રામ માવજીના જ્યોતિષ વિદ્યા માટેના શોખ અને ભાવ ઉપર અજવાળું પાડનારા અને તેમના મરણ બાબે જ્યોતિષને આધારે કરવામાં આવેલી શાસ્ત્રોકત આગાહી ખરી પડવાને લગતી નીચલી જાણવા જોગ હકીકત જ્યોતિષના શોખીનોને લાભાર્થે પ્રગટ કરવાની અમને અરજ કરવામાં આવી છેઃ—

અત્રે મુંબઇમાં વસતા ભાટીઆ કોમની અંદર પ્રખ્યાત થએલ મર્હુમ શેઠ નરોતમ મોરારજીનો જન્મ સંવત ૧૯૩૩ શકે ૧૭૯૯ ચૈત્ર વદ ૪ ઘ–૪–૩ પરંપંચમી ચંદ્રવારે અનુરાધા ઘ. ૪૨ પળ ૨ સિદ્ધિ યોગ ઘ. ૨૨ પળ ૩ ને બાળવકરણ તથા ઇષ્ટ ઘડી ૧ પળ ૫૧ સમયે તેમની જુની પત્રિકામાં લખેલ હતો ને પોરબંદરમાં જન્મ થયેલ હતો. કાશીમાં સિદ્ધ થયા પછી સુધારો કરતાં ઇષ્ટ ઘ. ૧. ૩૬ સમયે ને છેવટે મુંબઇમાં નિર્ણય કર્યો પછી તા. ૧૪–૯–૨૯ સમયે બધી બાબતો પરથી નિર્ણય કરતા ઘ. ૧ પળ ૨૦

જન્મ છે તેમ સિદ્ધ થયું. પોતાની જન્મોત્રી બરાબર નથી એવું કેટલાએક જોશીઓએ કહેવાથી કેટલાકે મીન લગ્ન છે તેમ કહેવાથી ને કેટલાકે મેષ લગ્ન છે તેમ કહેવાથી મનમાં સંશય આવવાથી મર્હુમ શેઠ તેનો નિર્ણય કરવાને કામ પ્રસંગે કાશી ગયા ત્યારે તેમણે કાશીમાં સં. ૧૯૮૦ ના શ્રાવણ વદ ૩ ને શનિવારે સાંજના ૪॥ વાગે કાશી નરેશની કોઠીમાં પહેલવહેલી રા. રા. રામરતન ઓઝા કે જે કાશીમાં પ્રખ્યાત જોશી છે તેમના પ્રમુખપણા નીચે સભા ભરી. તે વખતે આ લેખક જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસની પણ શેઠ સાહેબ સાથે હાજરી હતી. તે સભામાં કાશીના પ્રખ્યાત જોશીઓ દામોદરજી તથા વિશ્વનાથ મીશ્ર વીગેરે હાજર હતા. તેમાં જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસ સીવાય સરવાનુમતે મીન લગ્ન છે તેમ નક્કી થયું. જોશી મગનલાલે જુની પત્રિકા પ્રમાણે મેષ લગ્ન છે તેમ કહ્યું. ત્યાર પછી પણ શેઠ સાહેબનો બરાબર નિર્ણય ન થયો ને શેઠ સાહેબને ઓચીંતુ જવું પડયું. એટલે આ બાબતમાં ગમે તે ખરચ થાય પણ નિર્ણય કરાવીને મોકલવાને કાશીમાં કુંજ ગલ્લીમાં રહેતા એક વેપારી કે જે શેઠ સાહેબના મિત્ર હતા તેમને પોતે કામ સોંપ્યું કે જેનું નામ જગન્નાથદાસ હતું. તેઓ પણ જયોતીષનો વિષય સમજતા હોવાથી સારો ભાગ લઇ શેઠ સાહેબ વતીની બીજી સભા કાશીમાં સહુથી પ્રખ્યાત પંડિત અયોધ્યાનાથના મકાનમાં ભરી. તેમાં પણ અયોધ્યાનાથજી, રામરતન ઓઝાજી તથા દામોદરજી ને વીશ્વનાથજી મીશ્રજી પણ હતા તથા અયોધ્યાનાથજીના ચી. પણ હતા. આ મીટીંગ ૧૯૮૦ના શ્રાવણ વદ ૪ ને રવીવારે સાંજના સાડાપાંચ વાગે ભરાએલ હતી. તેમાં પણ કાશીના સર્વ જોશીઓએ એકમત થઇ મીન લગ્ન છે એમ નક્કી કર્યું જ્યારે જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસનો મેષ લગ્ન છે તેવો મત પડયો. ત્યાર પછી સિદ્ધ કરી દેખાડવાને જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસે મી૦ અયોધ્યાનાથની ત્યાં જ મોઢું જોઇને કુંડલી કાઢી ને તે બાબતમાં મી. અયોધ્યા-નાથ પ્રસન્ન થયા. ત્યાર પછી ત્રીજી જોશીઓની મીટીંગ અત્રેના જોશી રામરાવ જે શેઠ સાહેબ સાથે હતા, તે તથા જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસ ને વિશ્વનાથ મીશ્રજી તથા રામરતન ઓઝાએ મળી રામરતન ઓઝાને ત્યાં ભરી. તેમાં રામરાવ તથા મગનલાલ મળી બે મત મેષ લગ્નના થયા બાકીના મત મીન લગ્નના રહ્યાં. આ ત્રીજી મીટીંગ સંવત ૧૯૮૦ ના શ્રાવણ વદ ૬ મંગળવારે થઇ હતી.

ત્યાર પછી ચોથી મીટીંગ કાશીના સુપ્રસિદ્ધ જોશી જેમંગળજીને ત્યાં ભરાણી હતી, તેમાં જેમંગળજી તથા જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસનો એકમત થયેલો હોવાથી આ દરેક મીટીંગ ભરવાનું કાર્ય કરનાર જગન્નાથદાસે શેઠ સાહેબને લખી જણાવેલ કે મેષ લગ્ન ૩ અંશ ૨૦ કળાની અંદરનું

વર્ગોત્તમી છે. આ બાબત નિર્ણય થયા પછી જોશી મગનલાલ હર વખત ૧ ઘડીને ૩૮ પળનો જન્મનો વખત કરી વર્ષફળ કરતા હતા, તેવામાં જ્યારે શેઠ છેલ્લી વખત વિલાયત પધાર્યા ત્યારે ગુરૂ મેષનો ૧ અંશની નજીકનો બેઠો તે ઉપરથી ચોક્કસ એક અંશનું લગ્ન છે તેમ મી. મગનલાલે નક્કી કર્યું ને તે બરાબર છે કે નહીં તે સિદ્ધ કરવાને રા. રા. રામચન્દ્ર હરદ્વારવાળા જોશીને બોલાવ્યા. તેમણે અસલ જન્મોત્રીએ પાંચ અંશનું લગ્ન છે તે બરાબર છે પણ મેષ લગ્ન છે તે વાત સિદ્ધ કરી શેઠને મેષ લગ્નની વધારે ખાત્રી આપી. આ બનાવ તા. ૧૫–૯–૨૯ લગભગ નક્કી કર્યા પછી રામચંદ્ર શાસ્ત્રીએ મી. મગનલાલને કહ્યું કે તમને શેઠની પત્રિકાપર લાંબા વખતનો અનુભવ છે તો ફીક્સ પળ જન્મની શોધી કાઢો. તે ઉપરથી મી. મગનલાલે એક ઘડી ૨૦ પળની નવી સુધારેલી જન્મોત્રી તૈયાર કરીને શેઠસાહેબને દેખાડી. આ ઉપરથી નિર્ણય થયેલ કે હાલ શેઠ સાહેબને અષ્ટોત્તરી મતે રાહુમાં બુધની અંતર ચાલે છે. રાહુ ચલિતમાં બારમે ને બુધ ચલિતમાં પહેલે છે, પણ તૃતીએશ ષષ્ટેશ થઇને જન્મમાં બારમે ગયો છે ને પછી શનિ બારમે ચલિતમાં છે તે બંને બહુ જ ખરાબ છે તે રાહુમાં બુધની અતરમાં વિરામ નહિ થાય તો રાહુમાં શનિની અંતરમાં તો ખાસ ભવિષ્ય થશે. વળી વિંશોત્તરી મતે મારકેશ શુક્રની મહાદશામાં ષષ્ટેશ બુધની અંતર છે ને તે બને બારમે હોવાથી આ અંતરમાં જરૂર ચોપગા જનાવરના ભયથી જંગલમાં મૃત્યુ થવું જોઇએ. ને યોગિની મતે પણ સીધા મારકેશની મહાદશા ચાલતી હતી. આ બધા ઉપરથી નિર્ણય થયેલ કે ચોપગા જનાવરના ભયથી પડી જવાથી શેઠ સાહેબનું જંગલમાં મૃત્યુ થશે. ત્યારપછી આ વર્ષનું વર્ષફળ જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસે લખી આપેલ તેમાં લોઢાને પાયે પનોતી છે ને ઉપરની ઘાતક દશાઓ છે ને સાતમા માસમાં સાતમે સૂર્ય છે, ને બારમાનો સ્વામી મુંથેશ થઇને સાતમે પડેલ છે તેથી પોતાનાં શરીરે પીડા, માથામાં પીડા, માર્ગમાં ભય, વિવાદ તથા ગુદા ને પગોમાં પીડા ને મહીનાની આખરે મુસાફરી થશે, આ પ્રમાણે લખેલ. ત્યાર પછી ૧૯૮૬ના કાર્તક સુદ ૫ ને બુધવારે સવારના જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસને મહુંમ શેઠ નરોતમભાઇના મહેતાજી થોડા સાહેબ તેમની ઓરડીએ મોરારજી ગોકળદાસ માર્કીટ ઉપર પહેલે દાદરે રૂમ નંબર ૧૪૦ તેડવાને આવેલ. મગનલાલ કપડાં પહેરીને તેડવા આવેલ. ભૈયાની સાથે નીચે મી. થોડા સાહેબને મળ્યા ને તે તેમને ભાડુતી મોટરમાં શેઠ સાહેબને બંગલે લઇ ગયા. જ્યાં શેઠ સાહેબના માતુશ્રી તથા બેન લેખાંબાઇ ઉભેલાં હતાં. જતાં વેંત માતુશ્રીએ કહ્યું કે મગનલાલ પ્રશ્ન લ્યો, શેઠ સાહેબ ક્યાં છે. તેનો પત્તો નથી, ગૂમ થઇ ગયા છે. તે વખતે પ્રશ્ન લેતાં પ્રશ્ન ઇષ્ટ ઘડી ૫–૫૬ સમયે વૃશ્ચિક રાશીના ત્રીજા દ્રેષ્કાણમાં આવેલ અને લગ્નનો સ્વામી મંગળ બારમે તથા આઠમા ભાવનો સ્વામી બારમે

ગએલ તે ઉપરથી મી. મગનલાલ સમજી ગયા કે શેઠ ખલાસ થઇ ગયા છે. પરંતુ પુરૂં ગણિત કર્યા સિવાય કહેવું નહિ. તેથી કહ્યું કે ઘેર પુસ્તકો છે તે જોઇને ગણિત કરી કહીશ. ને માતુશ્રીએ શેઠ સાહેબના છૂટકારા માટે એક ચંડીપાઠ કરવા આપ્યો. ઘેર જઇ ગણિત કરતા નીકળ્યું કે લગ્નનો સ્વામી બારમે જાય તો ગુમાએલ માણસ ગુજરી ગએલ છે તેમ માનસાગરીનો મત છે. લગન વૃશ્ચિક રાશી આવેલ હોવાથી ગુમાએલ માણસ પર્વતની ગુફામાં મડદુ થઇને પડેલ છે ને તેમની પાસે કોઇ હોય નહિ (માનસાગરી) વળી આઠમે મીથુનનો ત્રીજો દ્રેષ્કાણ આવેલ તેથી મરનાર માણસ–હાથ કે ગમે તે નાર–વાઘ વગેરે ચોપગા જનાવરના ભયથી ડુંગરપર કે પહાડ પરથી સરી પડેલ છે. જન્મોત્રીમાં લગ્ન વર્ગોત્તમી હોવાથી દેહ તો જડશે. પ્રશ્નથી પેલી છઠી ને બારમી હોરા હોવાથી સાંજના ૬ ક વખતે દીવસે સવારના ૬ વાગ્યા સુધીમાં પત્તો મળશે. આ બધો નિર્ણય કરી મી. ઘોડાને બપોરે ત્રણ વાગે બધા પુસ્તકોથી બતાવ્યો તથા તેમના બેન લેખાંબેનને પણ વર્ષફળથી શેઠને વાગે તેમ દેખાડયું ને તેમના મહેતાજી છબીલદાસને પણ બતાવ્યું. માજીને આઘાત વાગે માટે કહેવું નહિ પણ છેવટે સાંજના જતાં જતાં માતુશ્રીને પણ કહી દીધું કે શેઠ પડયા છે તેને માથે પુંઠેને પગે વીગેરે ઠેકાણે વાગ્યું છે. તેના છુટકારા માટે શાસ્ત્રી વિષ્ણુસહસ્ત્ર નામના પાઠ કરવાનું કહે છે તેમ પાંચ પારસી સ્ત્રીયો સમક્ષ માતુશ્રીને કહ્યું એટલે માતુશ્રીએ વિષ્ણુસહસ્ત્ર નામના પાઠ કરવવાને મગનલાલને કહ્યું કે અત્રે કોઇ બ્રાહ્મણ નહિ હોવાથી તમારે ગામમાં જઇ કરાવી લેવા. છેવટે મગનલાલે પાઠ કરાવી નવ વાગે ટેલીફોન કીધો તે વખતે મી. ઘોડા સાહેબે કીધું કે હજી શેઠ સાહેબનો પત્તો નથી. ત્યાર પછી પત્તો આવ્યો. શાસ્ત્ર આપઘાત કરવાનું લખતા નથી પણ આ ટાઇમે શરીરનો રાજા મગળ અસ્ત હોવાથી તે વીંશોત્તરી મતે પશુથી કે જેના ભયથી વર્ષ-ફળમાં પણ પડવાથી ને પ્રશ્નથી પણ પશુના ભયથી શરીર પડવાનું લખે છે. પ્રમાણઃ–

પારાશરા હોરા–

શુક્રસ્યાંતર્ગતે સૌમ્યે દાયેજ્ઞાત્ષષ્ઠે રૂંધ્રેવા વ્યયેવા બલવર્જિતે ।
પાપ દષ્ટૈંતયા યુકતે ચતુષ્પાદ જીવહાનીકૃત ॥
સપ્તમાધીશ દોષેણ દેહ પીડા ભવિષ્યતિ ।
તદ્દોષે પરિહારાર્થ વિષ્ણુ સાહસ્ત્રકં જપેત્ ॥

વર્ષફળમાં સાતમે સૂર્ય હોવાથી સાતમા માસમાં ફળ આપે.

કલત્રેરંક સંસ્થે કલત્રાંગ પીડા । સ્વરકયાંગ પીડા તથા તદ્દશાયાં ॥
શીરોરતિશ્ચ માગદભીયં વૈવિવાદો । ગુદે પાડયોઃ પીડનં વર્ષ મધ્યે ॥

પ્રશ્નથી આઠમે મીથુનનો દ્રેષ્કાણુ છે તેથી ગજાદીતઃ પરવત પાતતો વા ભવેદરણ્યે મીથુનાંત દવ્ઠકે.

આ પ્રમાણે પહેલા શ્લોકના ભાવાર્થમાં ટુંકામાં ચોપગાં જાનવરથી હાનિ થાય ને દેહ પીડા થાય. બીજા શ્લોકનો ભાવાર્થ ટુંકમાં માર્ગમાં ભય થાય. ને માથામાં ગુદા ઉપર ને પગપર લાગે.

તે ત્રીજા શ્લોકને, ટુંક ભાવાર્થ હાથીઆદિ પ્રાણીઓના ભયથી પરવત-પરથી સરી પડીને મરે.

ત્રણેના ભાવાર્થ ઉપરથી ને ખીણમાં ઉતરતા બેસીને ઉતરાય છે તે ગુફા જેવું હોવાથી તેમાં નાર કે વાઘ જેવા પશુ સાંજના બેઠા હોય ને તેના જોવા કે અવાજની બીકથી ભાગી જવાથી પોતાનો પગ સરી પડેલ ને એક જોડો નીકળી પડેલ ને ઉપરથી પડેલ. આ શાસ્ત્રનો મત છે. શાસ્ત્ર આપઘાત કરવાના હોય તો ચોકખો મત આપઘાત કરશે તેમ આપે છે.

મને નરોત્તમભાઇનો આબુના પહાડમાં પણ અનુભવ થયેલ છે. તે પ્રમાણે એઓ નીડરપણે ગુફાઓ જોવાના શોખીન હતા કારણ કે તેમને મહાત્મા જોવાનો બહુ શોખ હતો. અને સાત સાત ગાઉ સુધી પણ મારી રીક્ષા ભાંગી જવાથી પોતાની રીક્ષામાં બેસાડી મદદ કરી પોતે ચાલેલ હતા.

ભાટીયા કોમમાં આવા બે રત્નો એક શેઠ પરશોતમ વિશ્રામ માવજી કે જેણે અનેક જુના સાહિત્યો તથા જ્યોતિષના જુના ગ્રંથો એકઠા કરી અનેક જ્યોતિષીઓને માધ પંડિતની માફક ગણુવામાં આવી ઉત્સાહ આપી પ્રેકટિકલ અનુભવ આપેલ છે તથા રા. રા. મર્હુમ શેઠ નરોતમ મોરારજી કે જેમણે પોતાની જન્મોત્રીઓની એક ટ્રંક ભરી વિલાયત જર્મની હિન્દુસ્તાનના મદ્રાસ બેંગાલ કાસ્મીર રતલામ વીગેરેના અનેક જોશીઓ પાસે પોતાની જન્મોત્રીઓ કરાવી રાખી મુકી જ્યોતિષમાં કયાં અને કેટલું સત્ય તે છે શોધેલ છે. તો આ જન્મોત્રીઓની ટ્રંક પ્રેકટીકલ અનુભવ કરનાર જોશીઓને દાખલા રૂપે ઉપયોગી થાય તે માટે એટલે કેવા લખનારાઓ કઇ શૈલિયે લખે છે તેનો અનુભવ થવાને સારૂ સારી પ્રખ્યાત લાયબ્રેરીમાં મુકવાને મને તો દેશ માટે જરૂર જણાય છે, તેમ કરવા હું તેમના માતુશ્રીને વિનંતી કરૂ છું ને આવા દેશના નરરત્નો શેઠ નરોતમ મોરારજી ને પરશોતમ વિશ્રામ માવજીના આત્માઓ જ્યાં જાય ત્યાં પણ સુખી થાઓ.

શેઠ પરશોતમ વિશ્રામ માવજીના મૃત્યુ વિષે લખેલો અને તેમની ઉપર સહી કરેલો પત્ર તેમના ચી. દાદા સાહેબની પાસે શેઠની પેટીમાંથી નીકળેલ છે. તે વાંચવાથી ખાતરી થશે. આ બંને દાખલા પરથી સિદ્ધ થાય છે કે આપણું નિરયન જ્યોતિષ ઘણું જ ઉમદા છે. જેની ઉપર ફળાદેશના અનેક

ગ્રંથો લખાએલા છે. છતાં ભુલ ક્યાં થાય છે તેનું કારણ એ કે અનેક પંચાગોને લઇને આ સાચું કે તે સાચું તેમ ગફલતમાં રહેવાય છે પણ જન્મોત્રી લખનાર ગ્રહ લાઘવી ગ્રહો દશાઓને ષડ વર્ગ એ ચારે ને સારા ફલાદેશ કરનારા હોય તો મરણ સુદ્ધાંત બરાબર પ્રમાણથી લખેલ ટાઇમ પ્રમાણે તે લખેલ ઠેકાણે ઉતારે છે તો બીજું ઉતરે તેમાં નવાઇ નથી. ગુજરાત આવા જ્યોતિષ વિદ્યાને ઉત્સાહ આપનાર એ રત્નો ખોઇ બેઠું છે ને તેવા નવા રત્નો ઉત્પન્ન થાય તેવું ઇચ્છું છું.

વળી ગુજરાતના અનેક જોશીઓ રાશી પરથી નામ પાડતા રહે તો આપણા દેશની અમુલ્ય નામ પાડવાની શૈલી પણ ઘણો ભાગ જન્મોત્રી મોઢે રહે તેવી સાચવી રાખશે.

### શ્રીયુત શેઠ નરોતમ મોરારજીની જન્મ કુંડળી



ચલિતમાં કેતુ, છઠે મંગળ, દશમે રાહુ, શનિ, બારમે સૂર્ય, બુધ પહેલે.

### ૫૩ વરસની મુંથા કુંડળી



## કેશળી મતે આયુષ્ય કુંડળી.




૫૩ માં વરસની વરસ કુંડળી સં. ૧૯૮૫ના ફાગણ વદ ૯ બુધે ઇષ્ટ ઘડી ૨૮—૩૮ સમય વરસ ૫૩ પ્રવેશ.




તેજ પ્રમાણે ત્રિપતાકા વરસની પણ વેધ કરતી હતી.

સવંત ૧૯૮૬ કારતક સુ. ૫, બુધ. ઇષ્ટ ઘડી ૫—૫૬ માતુશ્રીએ લીધેલા ગુમ થયેલ સમયની પ્રશ્ન કુંડળી:—

નરોતમ શેઠ ક્યાં છે ?

વૃશ્ચિકનો ત્રીજો દ્રેષ્કાણ, સુ. ૬-૨૦ લગ્ન ૭-૨૨ ની કુંડલી.

પ્રશ્ન કુંડળી




તે જ પ્રમાણે રિષ્ટ કષ્ટ માટે ત્રીશાંશ કુંડળીમાં ૮ માનો અધિપતિ મંગળ થઇને સાતમે તુલા રાશીમાં પડેલ છે અને જન્મ કુંડળીના ૮ માં ભાવમાં તુલા રાશીનો ૨૮ અંશ આવેલ હોવાથી મંગળ ગોચરમાં તે જ જગ્યાએ સુર્યના ૨૮ અંશનો આવ્યો તે તારીખે તે ટાઇમે ભવિષ્ય થઇ.

શ્રી. પુરૂષોત્તમ વિશ્રામ માલજીની જન્મ કુંડળી




| સુ | ચં | લ |
|---|---|---|
| ૬ | ૫ | ૧ |
| ૨૬ | ૨૪ | ૨૨ |
| ૨૯ | ૧ | ૧૦ |
| ૧૬ | ૪૩ | ૧ |

એજ લી.

જોશી મગનલાલ ઇશ્વરજી વ્યાસ,

શીહોર—કાઠીયાવાડવાળા.

ઠે. મુંબાઇ કાલબાદેવી રોડ, મોરારજી ગોકળદાસ મારકીટ. પેલે દાદરે રૂમ નં. ૧૪૦.

# શ્રી કરાંચી સમાચાર અધિપતિ સાહેબ જોગ મું. કરાંચી

જત નીચેનો લેખ આપના માનવંતા પત્રમાં જન સમાજના લાભ માટે પ્રગટ કરી આભારી કરશોજી.

હિંદુસ્તાનને સ્વરાજ્ય ક્યારે અને કેવું મળશે.

મહાત્મા ગાંધીજી અને લોર્ડ ઇરવીન વચ્ચેની સુલેહની ભવિષ્ય વાણી, જ્યોતિષ વિદ્યાનો અદ્‌ભૂત ચમત્કાર મુંબઇ સમાચાર તા. ૨૭મી જાનેવારી ૧૯૩૧ના અંકમાં કાશીવાળા જ્યોતિષી મગનલાલ ઇશ્વરજી વ્યાસ સીહોર કાઠીયાવાડવાળાએ એક વર્તારો આપેલો છે તે તરફ અમો વર્તમાન પત્ર વાંચનારા જન સમાજનું લક્ષ ખેંચવુ ઉચિત સમજીએ છીએ. ઉક્ત મહાનુભાવે જે ભવિષ્ય વાણી તા. ૨૭મી જાનેવારીએ કરી છે તે ત્યાર પછી ફેબ્રુવારી તા. ૨૬મીએ રાત્રે નવ વાગ્યા પછી બરાબર અક્ષરશઃ સત્ય નીવડી છે, તેની ખાત્રી સદરહુ પત્ર ફરીથી વાંચવાથી માલમ થશે. પુજ્ય જ્યોતિષિએ મહાત્માજીની જન્મ કુંડળી. ર ધ્વજ રોપવાના સમયની કુંડળી, અને મહાત્મજીએ જે દીવસે સવિનય ભંગની લડત આદરવા આશ્રમથી દાંડી તરફ કુચ કરી તે વખતના પ્રયાણ સમયની કુંડળી, તેના ગ્રહો અને તેના ફળાદેશો દર્શાવેલા છે અને તેનું એક રીતે નહિ પણ જુદી જુદી પાંચ પદ્ધતિએ ઘણું જ સ્પષ્ટ રીતે વર્ણન કરેલું છે જે વાંચી જોવાથી સંપૂર્ણ ખાત્રી થશે.

આ લેખ જ્યોતિષ વિદ્યાના વરતારા કરનાર જ્યોતિષીની પરીક્ષા ખાતર અમારા એક સંબંધીએ સંગ્રહી રાખેલ, અને તે સાચો નીવડે છે કે કેમ? તે પારખવા તે સમયની રાહ જોઇ સત્યતાની ખાત્રી કરી અમારૂં લક્ષ ખેંચ્યુ અને એક માસ પૂર્વની આગાહી ઠીક સમયપર ખરી પડવાથી અમને ઉક્ત જ્યોતિષી તરફ માનની લાગણી ઉત્પન્ન થઇ, અને આવા જ્યોતિષીના જ્ઞાનનો જન સમાજને લાભ મળે, તેમની વિદ્વત્તાને ઉત્તેજન મળે, હવે પછીના ભવિષ્યને માટે વિચારવાનું મળે જ્યોતિષ વિદ્યાને હમ્બગ માનનારા આજ કાલના સુધારકો કે જેઓ પશ્ચિમ તરફથી આવતી વિદ્યાને આશ્ચર્યથી મુગ્ધ બની જોનારાને પોતાના શાસ્ત્રોમાં કેવા કેવા ચમત્કારો અને શું શું રહસ્યો રહેલાં છે તે તરફ દુર્લક્ષ કરનારાનું આપણા શાસ્ત્રો તરફ વલણ થાય. એ ઉપરાંત આર્ય સમાજના બંધુઓ, જેઓ જ્યોતિષની પ્રત્યક્ષ જણાતી ગણિત વિદ્યાને કે જે માનવા શીવાય તો તેમને ચાલી શકતું નથી. કારણ કે એ ગણિત વિદ્યાના આધારે ચંદ્રમા તથા સુર્યના ગ્રહણો વિગેરે બરાબર ટાઇમસર થતા હોવાથી પ્રત્યક્ષને માનવું જ પડે છે પણ પરોક્ષને એટલે કે તેના ફળાદેશને માનવાના અખાડા કરે છે. કારણ કે હાલમાં જ્યોતિષ શાસ્ત્રનો અંગ ઉપાંગો સહીત અભ્યાસ કરી લક્ષ પૂર્વક સાચા વાર્તારા કાઢનારા વીરલાજ હોવાથી

તેઓ ફળાદેશને તો હંબગ કહી ઉતારી પાડે છે, અને જ્યોતિષ શાસ્ત્ર પ્રત્યે શ્રદ્ધા ધરાવનારા કેટલાક શ્રદ્ધાળુઓની શ્રદ્ધાને ડગમગાવી નાખે છે, તેવા આર્ય બન્ધુઓને પોતાની ભુલ સુધારવાનું બને અને ભવિષ્યમાં તેઓ પોતાનું વલણ બદલી સત્યને સ્વીકારવાનો તેમનો દાવો છે, તે આ પ્રત્યક્ષ સત્યને સ્વીકારવા તેઓ બહાર પડે એ પણ આ લેખનો ઉદ્દેશ ધારેલ છે પણ તેની સાથે પુરતી તપાસ કર્યા વગર કેટલાક ભોળા ભાઇઓ જન્મપત્રિકા અને ટપકા બનાવવા માટે તેમજ તેજી મન્દીનો સટ્ટો ખેલવા કેટલાક અધુરૂં જ્ઞાન ધરાવનારા દંભીઓ પાસે ઠગાય છે તેઓ પણ સાવધાન થઇ આવા સાચા જ્યોતિષીને શોધી પોતાના મન સમાધાન મેળવે એ ઇચ્છવા યોગ્ય છે. આ લેખ લખવાની પ્રવૃત્તિ કરવાનું વીશેશ કારણ એ છે કે ઉક્ત કાશીમાં પ્રખ્યાત થયેલ શીહોરવાળા જ્યોતિષીએ મહાત્માજીની કુંડળીઓનાં ગૃહોની દ્રષ્ટિઓનુ વર્ણન કરતાં જણાવેલું છે કે અમુક ગ્રહો ગાંધીજી જે સ્થાનથી નીકળ્યા છે તે સ્થાનપર પાછા ન જાય ત્યા સુધી એટલા તો બળવાન માનેલા છે કે ત્યા સુધી મહાત્માજી ગમે તેવા મોટા માણસોથી વાતોચીતો કરી પોતાનો વિજય પ્રાપ્ત કરી શકે એવો તે ગ્રહોનો ભાવ દર્શાવેલ છે. હાલમાં સુલેહ કરવાને માટે મહાત્માજી તથા લોર્ડ ઇરવીને પ્રથમીક શરતો કરી સુલેહક્ષેત્ર તૈયાર કરેલું છે અ કોન્ગ્રેસ તેમાં સહકાર કરશે. રાષ્ટ્રના નેતા તરીકે મહાત્માજી હશે, અને સ્વરા જ્યની વાટાઘાટ થશે આવા ખરા અણીના સમયે મહાત્માજીના બળવાન ગ્રહે હિન્દુસ્તાનને સ્વરાજ્ય મેળવવામાં સાધનભુત બને માટે તેઓ શ્રીમાન પોતાના નીકળવાનાં સ્થાન તરફ ન જાય એ ઇચ્છવા યોગ્ય છે. દીલ્હીથી ગુજરા અમદાવાદ થઇ અને ત્યાંથી ૧૬મીએ મુંબાઇ જવાના તેમના સમાચાર વાંચ આ વિનતિ કરવાનું ઉચિત વીચારેલું છે. ઉક્ત વરતારામાં સ્વરાજ્ય કેવુ મળશે તે પણ તેમાં જણાવેલું છે. જેથી તે વાંચવાની હું વાંચકોને ભલામણ કરીશ. કાશીમાં જાણીતા થએલ શીહોરવાળા પડીતને તેમનો વર્તારો ખરે પડવાના માટે હાર્દીક અભીનંદન આપી તેઓ પોતાનું ચોકસ ઠેકાણુ પત્રમ પ્રસિદ્ધ કરશે એવી નમ્ર સુચના કરીશ. અધિપતિ મહાશયને પણ વીનં કરીશ કે તેઓ ૨૭મી જાનેવારીના મુબઇ સમાચારનો લેખ ફરી પ્રસિદ્ધ કરી મહાત્માજીને મોકલવાનુ ઉચિત સમજશે, અને તેની સાથે આપના પત્રના વાંચનારાઓને પણ તે વાંચવાનું સુલભ થાય તેવું કરી પત્રકાર તરીકેની પોતાની ફરજ વિચારશે. તદુપરાંત આવા સત્ય વર્તારા કાઢનાર, જ્યોતીષીને ઉત્તેજન આપવાનું પુણ્ય હાંસલ મળશે. એજ લી, સ્નેહાધીન સેવક

**ઠક્કર હરીરામ મોનજી ગણાત્રાના સ્નેહ વંદન**

**કરાંચી** તા. ૯-૩-૧૯૩૧

# મુંબઇ ગુજરાતી અઠવાડીક પત્રમાં તા. ૧૯-૪-૩૧ ના રોજ જોશી મગનલાલ ઈશ્વરજી વ્યાસ માટે નીચે પ્રમાણે છપાયું છે તેની કોપી.

શિહોરવાળા જ્યોતિષી પંડિત મગનલાલ ઇશ્વરજી વ્યાસે ગાંધીજી માટે એવી આગાહી કરી છે કે ગાંધીજીનો આ સાતમો માસ ચાલે છે તેમાં તેમની તબીયતની અંદર ભારે બગાડો થશે. આઠમાં માસમાં પણ તેમની તબીયત બગડે અથવા રાજ્ય તરફથી મોટી વિપત્તિમાં આવે એવો સંભવ છે. પંડીતજી કહે છે કે ૨ાા થી ૩ વરસ સુધી હિંદુ મુસ્લીમ એકતા નહિ થઇ શકે. ગાંધીજી ગોળમેજીમાં જશે અને રૂપીએ છ આની સુધારી લઇ આવશે. મ. ગાંધીજીનો દીનમાન ૨ા વરસ ચડતો છે દરમ્યાન તેમણે આશ્રમમાં પગ ન મુકવો. જો મુકશે તો દીનમાન મોળો પડશે. પંડિત મગનલાલ કહે છે કે ગાંધીજી સંબંધી તેમની આગલી આગાહીઓ સાચી પડી છે.



# જોશી મગનલાલ ઈશ્વરજી વ્યાસને રૂ. ૧૨૫ પોશાક તરીકે પટ્ટણી સાહેબે આપ્યાની કોપી

ભાવનગર-નીલમબાગ
ઓફીસ તા. ૧૩-૮-૩૦

મે. સાહેબ.

શિહોરના વતની જોશી મગનલાલ ઇશ્વરજી એક વિદ્વાન બ્રાહ્મણ છે અને કુંડલીનું કામ ઘણું સારૂં કરે છે. તેમને પોશાક તરીકે રૂ. ૧૨૫) સવાસો આપવા માટે મે. કૃ. પ્રેસીડેન્ટ સાહેબે ફરમાવ્યું છે તો કૃપા કરી તે રકમ તેને આપવાનો બંદોબસ્ત કરશોજી.

મે. હ. ખા. ખા.ના સુપ્રિ. સાહેબની સેવામાં

લી. પ્રે. સા.ની આજ્ઞાથી સહી.
પ્રભાશંકર મ. ભટ્ટના સલામ

---

આ રકમ તા. ૧૪-૮-૩૦ના રોજ મે. હ. ખા. ખા. ના સુપ્રિ. સાહેબ તરફથી મળી ગઇ છે.

